# કમનસીબ કમળા.



ઓ બ્હેન ન બ્હીનીશ તું આ સ્થાનમાં ભય છે નહીં,
તુજ માત તું . અમો છીએ માટે જરા ડરતી નહીં.

Lakshmi Art ... bay.

એક દુઃખી કન્યાની હૃદયદ્રાવક આત્મકથા.

# કમનસીબ કમળા.

અથવા

# શયતાનનો શિકાર.

લેખક.

બુલાખીરામ રણછોડ પંડયા.

મુ. ડાકોર.

પ્રકાશક

ત્રિભુવનદાસ દલપતરામ પટેલ.

શાહપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

કીંમત રૂ. ૦-૪-૦

ફેક્ત જુજ નકલો સીલીકે છે.

# વસંત-વિહાર.

લેખક, "વસંત"

ઉત્તમ પ્રકારની ગઝલો તથા
રસમય કાવ્યોથી ભરપૂર

પ્રેમ, ભક્તિ, વૈરાગ્ય, શૃંગાર, સાહિત્ય, ધર્મ વગેરે અનેક વિષયો ઉપર ઓજસ્વી ગઝલો તેમજ કાવ્યોનો સંગ્રહ આ પુસ્તકમાં પ્રસિદ્ધ થયેલ છે. ગ્લેજ કાગળ, મનહર છપાઈ, સોનેરી પાકું પુંઠું હોવા છતાં કીંમત રૂ. ૧-૪-૦

સોલ એજન્ટ
બુકસેલર હરગોવનદાસ હરજીવનદાસ.
પાનકોર નાકા—અમદાવાદ.

કુલીનની કન્યા.
કીંમત માત્ર રૂ. ૦-૪-૦

ભજાઈ વસંત.
કીંમત માત્ર રૂ. ૦-૫-૦.

અમદાવાદ શહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "[illegible]" પ્રેસમાં છાપી.

# લેખકના બે બોલ.

સુજ્ઞ વાંચક બંધુઓ !

આ પહેલાં મ્હારા તરફથી "કુલીનની કન્યા" નામનું નાનકડું કાવ્ય બહાર પાડવામાં આવેલું છે. જેમાં આપણા સમાજમાં થતાં કન્યાવિક્રય અને કજોડાંથી કેવાં પરિણામ નિપજે છે, તેનું યથાર્થ દિગ્દર્શન કરાવવામાં આવેલુ છે.

કન્યાવિક્રયની પેઠે વરવિક્રય પણ આપણા સમાજમાં ઘણી જગોએ કરવામાં આવે છે, અને વરની પરઠણના જેમ વધારે પૈસા મળે તેમ વધારે કુલીનમાં ગણાવાનો ફાંકો રાખવામાં આવે છે, અને મિથ્યા કુલીનપણાનું અભિમાન રાખી પોતાની કન્યાઓ માટે વધારે પરઠણો ભરી પાયમાલ બનનાર કન્યાનાં માબાપો પણ પોતાને કૃત-કૃત્ય માને છે. પરંતુ વરનાં માબાપ તેજ કન્યાને પડી મુકી પરઠ-ણની લાલચે બીજી કન્યા, અને ત્હેને પડી મુકી ત્રીજી સાથે લગ્ન કરાવી વરવિક્રય કરે છે, અને બીચારી નિર્દોષ અને અબુધ બાળ-કીઓના અવતાર ધુળમાં ભેળવવામાં આવે છે. કેટલીક વખત એવું પણ બને છે કે મોટી મોટી પરઠણો કન્યાનાં માબાપ નહિ ભરી શકવાના કારણે કાંતો કન્યાને ભૂપીતી કરવામાં આવે છે, અથવા તો માબાપને આત્મઘાત કરવાની ફરજ પડે છે. આ બાબતમાં બંગાળાની એક બાળાએ પોતાના પિતાને પત્ર લખી કરેલો આત્મ-ઘાત થોડા વખત ઉપર જાહેર છાપાઓમાં પ્રગટ થયેલ છે.

ઉપરની હકિકત દર્શાવવાનું કારણ આ પુસ્તકની **નાયીકાની** પણ પોતાના પિતાની સ્થિતિ પરઠણ નહિ ભરી શકે તેવી હોવાથી કેવી અને કેટલી ખરાબી થાય છે તે દર્શાવવા પુરતુંજ છે. કન્યાવિક્રય કરતાં પણ વરવિક્રયને અધમ ગણવામાં કાંઇ દોષ નથી.

વળી આ જગતમાં એવી જાતના માણસો પણ હોય છે કે જેઓ પોતાના ક્ષુલ્લક સ્વાર્થ ખાતર બીજાની આખી જીંદગીની બરબાદી કરતાં બિલકુલ અચકાતા નથી, અને ગમે તે પ્રયત્ને પોતાનો સ્વાર્થ સાધવા મથે છે; પરંતુ તેવા પાપી મનુષ્યોને આખરે પાપનો ઘડો ભરાઇ ફૂટી જતાં પોતે ખોદેલા ખાડામાં પોતાનેજ પડવાનો સમય આવે છે.

આ નાનકડા કાવ્યમાં તેજ હકિકત વાંચકોના સમક્ષ રજુ કરવામાં આવેલી છે. જે વાંચતાં તેવા પાપી મનુષ્યો તરફ ધીક્કારની લાગણી ઉત્પન્ન થયા વિના રહેશેજ નહિ.

મ્હારા પરમ મિત્ર મી. ત્રિભુવનદાસ (હરગોવનદાસ હરજીવનદાસવાળા)ના આગ્રહથીજ આ પુસ્તક વાંચકોના કરકમળમાં મુકવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને તેમાં દર્શાવેલી હકિકત કેટલેક અંશે સત્ય છે એ નિર્વિવાદ છે.

આ પુસ્તકને વાંચકો તરફથી આદર મળશે એમ આશા રાખી અત્ર વિરામું છું.

ડાકોર.
અશાડ શુકલ નવમી.
તા. ૨૫-૬-૨૦

લી૦
જુલાખીરામ રણછોડ પંડયા.

# ગુર્જરી ગીત.

( આશાવરી તાલ દાદરો. )

જય જય જગવંદનિય માત ગુર્જરી,
અતુલ તવ પ્રભાવ પૂર્ણ ગૌરવે ભરી. જય૦ ટેક.
પરમ પુનિત તવ ચરિત્ર, સરવ સ્મરણ કરિયે નિત્ય;
છે ખચીત વિશ્વમાં વડાઇ તાહારી. જય૦ ૧
નંદનવન સમ રૂચીર, ગિરિવર સર સરિત તીર;
શીતળ સુખદ ધીર સમિર શોક દે હરી. જય૦ ૨
સુરવર મુનિજન મહાન, કરત સકળ વિમળ ગાન;
રટત સતત યોગી સિદ્ધ ધ્યાન તુજ ધરી. જય૦ ૩
સ્વરગ સદન થકી અધીક, તવ પ્રભાવ માની ઠીક;
ત્યાગીને વૃજભૂમિ કર્યો, વાસ શ્રીહરિ. જય૦ ૪
અગણિત શુરવીર ધીર, હરિજન કવિવર પ્રવિણ;
પ્રસવિને તુજ ઉદર ગયા નામના કરી. જય૦ ૫
વર કર ધર માત શિશ, અંતરથી દે આશિષ;
ઐક્યતા, સંમાનતા, સુરાજ્ય, સ્થિર કરી. જય૦ ૬

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

એક દુઃખી કન્યાની હૃદયદ્રાવક આત્મકથા.

# કમનસીબ કમળા.

અથવા

# શયતાનનો શિકાર.

---

### હરિગીત.

પ્રિય બંધુઓ આ વારતા, વાંચી તમારા અંતરે,
જો હોય અંશ દયા તણો, તો તો તમે રોશો ખરે;
પાશાણનાં હૃદયો હશે, તો પણ પિગળશે વાંચતાં,
પાપી તણા કરથી થતાં, ક્રૂર કૃત્યને અવલોકતાં. ૧

મુજ હસ્તમાં પણ લેખિની, ધ્રૂજે છતાં લખવું પડે,
જો ના લખું તો કૃત્ય કાળાં, કેમ ઉઘાડાં પડે;
ભોળાં અને નિર્મળ હૃદયનાં, દુષ્ટને હાથે ચઢી,
કેવાં સહે છે દુઃખ તે, દેખો ઉઘાડી આંખડી. ૨

ગુણવંતી આ ગુજરાત માંહિ, નગ્ર અમદાવાદ છે,
ધાન્યે અને પરિપૂર્ણ જે, વ્યાપારમાં આબાદ છે;
વિધવિધ વરણના માનવીથી, શહેર ઉભરાઈ જતું,
આ શહેરની આહોજાલીનું સ્વરૂપ દર્શાવતું. ૩

ચોફેર ફરતો કોટ, જીર્ણ દશા વિષે દેખાય છે,
જેની સદોદિત પશ્ચિમે, સાબરમતી વહિ જાય છે;
જ્યાં જ્યાં જુઓ ત્યાં, યંત્રઆલય દૂરથી દૃષ્ટી પડે,
જ્યાં ગગનચુંબી ભુંગળાંમાં, ધુમ્ર ગોટા નીકળે. ૪

કંઈ કંઇ પુરાતન સમયના, મસજીદ મિનારા દીસતા,
જે બાદશાહીના સમયનું ભાન સૌને આપતા;
છે મધ્ય માણેકચોક મોટો ત્રણ કમાનો દીપતી,
ને ભદ્રકાળી માત મધ્યે ભદ્રમાં બીરાજતી. ૫

તે શહેરમાં રાત્રીતણા, અગિયાર વાગેલા હતા,
સૌ લોક મીઠી નીદમાં, શાન્તી વિષે સૂતા હતા;
જે રાજ્ય માર્ગોમાં દિને, જન વર્ગ ઉભરાઈ જતો,
તે માર્ગ આ સમયે ઉજડ વેરાન સરખો લાગતો. ૬

પૃથ્વી પરે સર્વત્ર અંધારૂ છવાયેલું હતું,
તેમાંહિ બળતાં ફાનસોનું તેજ ઝાંખુ આવતું;
આકાશમાં જ્યાં જ્યાં જુઓ ત્યાં તારલા ચમકી રહ્યા,
હરવા તિમિર રાત્રી તણું જાણે પ્રયત્ન કરી રહ્યા. ૭

તે સમય ગાડી એક ઝડપે દોડતી જાતી હતી,
રાત્રી તણી શાન્તી વિષે ભંગાણ તેહ પડાવતી;
જાતાં અચાનક સડક પાસે એક ખબકારો થયો,
ઘોડા ચમકિયો ગાડીનો અટકી તરત ઉભો રહ્યો. ૮

તે ગાડીની માંહી ભલી બે બાઇઓ બેઠી હતી,
ને બાઇઓ ગાડી અટકતાં તુરત નીચે ઉતરી;

"શું છે અચ્યા રામા" ધબાકો બાજુમાં શાનો થયો,
"આ કાંઇ ઉપરથી પડ્યું" ત્યાં એમ રામો બોલિયો. ૯

તે સમય બન્ને બાઇઓએ વાત કંઈ ધીમે કરી,
ગાડીતણી બતી ઉતારી તુરત ચાલ્યાં તે ભણી;
બેભાન હાલતમાં પડેલી એક બાળા ત્યાં હતી,
માથા મહીથી લોહીની ધારા વહી જાતી હતી. ૧૦

બન્ને જણે ધીમે રહી બેઠી કરી તે બાઇને,
નિજ વસ્ત્ર ફાડી બાંધિયો પાટો કપાળે તે પળે;
એ બાઇઓએ તે સ્થળે સંકેત કંઈ ધીમે કરી,
શબ તુલ્ય તેના દેહને ગાડીમહી બેઠાં ધરી. ૧૧

ધીમે ધીમે ગાડી ચલાવી આવિયાં નિજ આશ્રમે,
બેચાર જણ થઇ ઉચકી અંદર લીધી તે બાઇને;
ઉપચાર કરવા લાગિયાં બહુ રીત ચૈતન આવવા,
રાત્રી બધી વીતી ગઈ ઉપચાર કરતાં નવ નવા. ૧૨

લાગ્યો પ્રકાશ થવા અરૂણનો ઉદય નભમાંહી થયો,
શીતળ સુગંધી સુક્ત વાયુ મંદ મંદ વહી રહ્યો;
ઝાંખી થવા લાગી ગગનમાં તારલાની પંક્તિઓ,
લાગ્યાં મધૂરાં ગાન કરવા વૃક્ષપર સૌ પંખિઓ ૧૩

શીતળ પ્રભાત તણો પવન સ્હાયક થયો ઉપચારમાં,
ધીમે ધીમે ચૈતન્ય લાગ્યું આવવા તે નારમાં;
કંઈ સ્હેજ શુદ્ધી આવતાં ભણકાર માણસનો સુણી,
ત્યાં ચીસ પાડી કારમી બેઠી થઈ તે સુંદરી. ૧૪

બે પાસ બેઠેલી હતી બે બાઈઓ તે સ્થાનમાં,
આંપી હૃદયમાં ધૈર્યના શબ્દો વદી બહુ માનમાં;
ઓ બ્હેન ના બ્હીનીશ તું આ સ્થાનમાં ભય છે નહી,
તુજ માત તુલ્ય અમો છીએ માટે જરા બ્હીતી નહી. ૧૫

પળવાર તે બાળા ત્યહાં એકાગ્ર દૃષ્ટિએ કરી,
મનમાં અધિક શંકા ધરી બન્ને તરફ તાકી રહી;
ભડકેલ હરિણી પેઠ લાગી સ્થાન સર્વ નિહાળવા,
કેવી રીતે આવી અહિં લાગી હૃદય વિચારવા. ૧૬

જાણે વિધાતાએ ખરે, નવરાશના સમયે ઘડી,
લાવણ્યતા સૃષ્ટિ તણી, પરિપૂર્ણ બાળામાં ભરી;
નાજુક સઘળાં અંગ ત્હેનાં નેત્રને પ્રિય લાગતાં,
આવે દયા મનમાં ઘણી આ'વી દશા ત્હેની થતાં. ૧૭

દુ:ખી છતાં પણ ચંદ્ર સરખું શોભતું મુખ તેહનું,
લાગે શરીર નિહાળતાં જાણે કમળ કરમાયલું;
સાદાં શરીરે વસ્ત્ર છે શણગાર એકે છે નહી,
સાદાઇમાં પણ સર્વ રીતે શ્રેષ્ટતા સૌંદર્યની. ૧૮

સર્વે નિહાળ્યું સ્થાન ત્હેણે પૂર્ણ દૃષ્ટિ ફેરવી,
મુખથી કંઈ નવ બોલતાં તે ધ્રૂસકે રોઇ પડી;
બહુ રીતથી બે બાઇઓએ શાન્ત પાડી તેહને,
“ઓ બ્હેન તું નિર્ભય અહિં છે ધારજે નક્કી મને. ૧૯
“આ સ્થાનમાંથી કોઇ તુજને તારી ઈચ્છા વિના,
“મગદૂર કોઇની નથી, અમ પાસથી લેઈ જવા;

" ત્હારા હૃદયમાં કોઈ રીતે બીક તું ના રાખતી,
" તલમાત્ર અણુવિશ્વાસ મનમાં બ્હેન તું ના ધારતી. ૨૦
આ ધૈર્યના વચનામૃતથી શાન્ત તે બાળા થઇ,
વિશ્વાસ આવ્યો અંતરે શંકા કંઈક ઓછી થઈ;
ધીમે વદી તે બાળિકા બાઇ ત્હમો બે કોણ છો?
હું શી રીતે આવી અહીં આ સ્થાન કોનું છે કહો? ૨૧
બોલી પછી તે બાઈમાંથી એક જે પ્રૌઢા હતી,
" સેવાસદન આ સ્થાન છે, જાહેર જગમાંહી અતી;
" બ્હેની અમો સૌ સેવિકાઓ સેવ સૌની સાધીએ,
"અર્પ્યું જીવન જનમાટ આ સુખ ભોગ જગના ત્યાગીને. ૨૨
" દુખથી પીડાતા દર્દિઓના દેહને સંભાળવા,
" નિજ આત્મવત્ મનમાં ગણી ઉપચાર કરવા સર્વના;
" એ કાર્ય કરવાનું અમારે સ્વાર્થને અળગો કરી,
" સાચો સનાતન ધર્મ એ માન્યો અમે નિશ્ચય કરી. ૨૩
" ગઈ કાલ રાત્રે એક બાઇ પૂર્ણ પીડાતી હતી,
" માટે અમો બન્ને ગયેલાં રાત્રિએ ગાડી લઇ;
" અગિયાર વાગે આવતાં રસ્તે પડી દેખી ત્હને,
" અત્રે ઉપાડી લાવિયો શબ તુલ્ય ત્હારા દેહને. ૨૪
" ઉપચાર પૂર્ણ કર્યા છતાં, શુદ્ધિ ત્હને આવી નહીં,
" માટે અમારા હૃદયમાં, તુજ જીવિતની શંકા થઈ;
" અંતે પ્રભુએ સ્હાય કીધી જીવન તુજને આપિયું,
" નિરખી ત્હને શુદ્ધિ વિષે સુખ સર્વનું હસતું થયું. ૨૫

“ બ્હેની કહે તું કોણ છે ? ક્યાંથી અહિં આવી ચઢી,
“ ને અર્ધ રાત્રીને સમય તું માર્ગમાં ક્યાંથી પડી;
“તુજ ગામ ક્યાં તુજ ઠામ ક્યાં, તુજ નામ શું સાચુ કહે,
“ અમને કહી સૌ વાત ઓછો કર હૃદયના ભારને. ૨૬

આ સાંભળીને બાળિકાનું હૃદય ભેદાઇ ગયું;
જે જે પડેલું દુઃખ તે ચક્ષુ સમીપ ખડું થયું;
નયને ભરાયાં નીર ત્યાગી ધીર તે રોઇ ઘણું,
ધીમે સ્વરે બોલી કરીને વદન પૂર્ણ દયામણું. ૨૭

રે ઓ દયાળુ પ્રાણદાતા ધર્મમાતા માહરી,
નાહક દુખી થાશો ત્હમે મુજ કર્મ કથની સાંભળી;
ઉગ્યાં નથી દુખનાં તરૂવર આ સમે મ્હારા શિરે,
છે ફક્ત બાકી એટલું ઝાઝું કહું શું આપને. ૨૮

મ્હારા સમી નિર્ભાગિણી નારી જગતમાં ના હશે,
દુખમાં દિલાસો પામવાનું સ્થાન જેને ના હશે;
આ જગતમાંહી જીવવું મુજને હવે ગમતુ નથી,
પણ મર્ણ નાસે દૂર મુજથી આવતું પાસે નથી. ૨૯

* * * *

ગુજરાતના કટિભાગ સમ રસપૂર્ણ કાનમ દેશ છે,
જ્યાં પતિત પાવન નર્મદા વહે છે નિરંતર દક્ષિણે;
ત્યાં એક નાના ગામડામાં જન્મ હું પામી હતી,
મુકી મ્હને નવ માસની મુજ માત સિધાવી હતી. ૩૦

તે સમયે મ્હારા તાતનું વય ત્રીશ વર્ષતણું હતું,

કન્યાતણી છતને લીધે ફરી વાર લગ્ન થતું હતું;
પણ લગ્ન સ્વિકાર્યું નહિં પોતે વિધૂરપણે રહ્યા,
નિજ પ્રાણથી વ્હાલી ગણી લાગ્યા મ્હને ઉછેરવા. ૩૧
પોતે સદા ભગવંત ઉપર ભાવ ઝાઝો રાખતા,
નિજ શક્તિની અનુસાર પર ઉપકાર પણ કરતા હતા;
રાખે સદા સમભાવ સોથી જીવન સાદુ ગાળતા;
સૌ લોક તેથી ભક્તના ઉપનામથી બોલાવતા. ૩૨
બે ચાર કુંભાં* ભોંય પોતાના વડીલોની હતી,
ઘરખર્ચ જોગી ઉપજ ત્હેની વર્ષમાં પેદા થતી;
ખેતી કરાવે ઘેર પોતે એક ચાકર રાખીને,
સંસારનો વ્યવહાર સઘળો ચાલતો ત્હેના વડે. ૩૩
નિજ આંખ આગળથી કદી અળગી નહી રાખે મ્હને,
માગુ મુખે જે ચીજ તે લાવી તરત આપે મ્હને;
એ રીત જાતાં સમય જ્યારે હું વરષ દશની થઇ,
કરવા સગાઈ માહારી મુજ તાતને ચિંતા થઈ, ૩૪
બહુ રીતના જુલમી રીવાજો છે અમારી નાતમાં,
કન્યાતણા માબાપના દિન જાય છે સંતાપમાં;
કુળવાન વરને શોધતાં નાણું ખરચ થાતું ઘણું,
જો ના જુએ કુળવાન તો લોકો ભુંડું બોલે ઘણું. ૩૫
તેથી મ્હને પરણાવવા મુજ તાત ચિંતામાં પડ્યા,
નાણું નહિ પોતા કને માટે નિરાશ બની ગયા;

* વીઘાં

દિનરાત એની એજ ચિંતા ધારતા નિજ અંતરે,
"મ્હારી નમાઇ દીકરીનું શી રીતે કરવું હવે." ૩૬

ગુણવાન સારા કુંગનો વર લાવવો ક્યાંથી બને,
કરવા લગનનો ખર્ચ કંઇ નાણું નથી મ્હારી કને;
કંકુ અને કન્યા વિના મ્હારી કને બીજુ નથી,
ને દામ વિના આ સમ કંઈ કામ થાવાનું નથી. ૩૭

આવા વિચારોમાં નિરંતર દિવસ રજની ગાળતા,
હરનીશ ચિંતાતુર બની નિજ દેહને સૂકાવતા;
ચિંતા ચિતામાં ફેર શો બન્ને પ્રજાળે દેહને,
ચિંતા દહે છે સજીવને બાળે ચિતા નિર્જીવને. ૩૮

મ્હારા પિતાના ચિત્તમાં ચિંતા હુતાશન ચેતિયો,
દિનરાત સૂતાં બેસતાં અંતઃકરણ કોરી રહ્યો;
વ્યાધી ભરાયો દેહમાં ભૂતા પથારી વશ થઇ,
સૌ રક્ત માંસ બળી ગયું ને કાષ્ટવત્ કાયા થઈ. ૩૯

મુજ ઘેર જીવણ નામનો બહુ વર્ષનો નોકર હતો,
તેના ઉપર મુજ તાતનો વિશ્વાસ બેઠેલો હતો;
મ્હારા પિતાના રોગનું તે સર્વ કારણ જાણતો,
પણ હૃદયના વ્યાધી તણો ઉપચાર એકે ના હતો. ૪૦

દિન રાત મ્હારા તાતની તે ખંતથી સેવા કરે,
મ્હારા ઉપર નિજ પેટની પુત્રી સમી પ્રીતિ ધરે;
મ્હારા પિતાનું કોઇ પાસેનું સંબંધી ના હતું,
આ દુઃખમાં દેવા દિલાસો કોઇ પાસે ના હતું. ૪૧

મંછા કરીને એક મ્હારાં વિધવા માસી હતાં,
નિજ સાસરાની માંહી તેહ વડોદરે રહેતાં હતાં;
મ્હારા પિતાની માંદગીની ખબર તેઓને થતાં,
બરદાશ કરવા કારણે અમ ઘેર તે આવ્યાં હતાં. ૪૨
દિન દિને મ્હારા તાતનો વ્યાધી ઘણો વધતો ગયો,
નિજ દેહને ટકવા તણો મનથી ભરૂસો ના રહ્યો;
મનમાં ફીકર મ્હારા સંબંધી ફક્ત તેઓને હતી,
જે કારણે નિજ દેહની માઠી દશા આવી હતી. ૪૩
તે એક દિવસ પથારીમાં બેઠા હતા ટેકો દઈ,
બેઠી હતી હું પાસ જીવણ કામ કરતો' તો કંઈ;
તે સમય મ્હારી માસીને ધીમે સ્વરે બોલાવિયાં,
તે કામ પડતું મુકીને આવી કને ઉભાં રહ્યાં. ૪૪
ધીમે સ્વરે મુજ તાત બોલ્યા સાંભળો મંછા ત્હમે,
આ શબ્દ છેવટના કહું તે ધ્યાનમાં રાખો ત્હમે;
મુજને હવે આ દેહ મ્હારાનો ભરોસો છે નહી,
તમ વગર મ્હારી દીકરીનું કોઈ બીજું છે નહી. ૪૫
આ છે તમારી બ્હેનનું સંતાન ત્હેને પાળજો,
ગુણવાન લાયક જોઈને વર તેહને પરણાવજો;
મુજ માલ મિલકત હોય જે જે તે સરવ વેચી કરી;
ખરચી રકમ તે માંહિથી પરણાવજો મુજ દીકરી. ૪૬
ભાઈ જીવણ આ કામમાં તું સ્હાય બનતી આપજે,
મ્હારા ઉપરના પ્રેમનો એ રીત બદલો વાળજે;

એ રીત શબ્દો બોલતાં હૈઉં ભરાઈ આવિયું,
બોલી શક્યા નહિ કાંઈ બીજું મુખ સૂકાઈ ગયું. ૪૭

કરૂણા જનક આ વાતથી અશ્રુ ભરાયાં સર્વને,
જીવણ અને મુજ માસીએ આપી ધીરજ મુજ તાતને;
એ ચાર દિવસ દુખી રહ્યા ઉપચાર સર્વ વૃથા ગયા,
મુજ ભાગ્યની ભુંડી દશાએ તાત સ્વર્ગ સિધાવયા. ૪૮

હું અણુસમજણી તે છતાં મત્યુ થતાં મુજ તાતનું,
અતિ આર્ત શબ્દે રોઈને કલ્પાન્ત મ્હેં કીધું ઘણું;
માસી મ્હને ચાંપે હૃદયમાં જીવણ સમજાવે ઘણું;
ત્યમ ત્યમ વધે જ્વાળા ઘણી મન ના રહે વશ માહારૂં. ૪૯

રે ! રે ! જીવનનું વૃક્ષ મ્હારૂં આજ સૂકાઈ ગયું,
રે ! હાય ! સુખ સર્વસ્વ મ્હારૂં આજ ભૂંટાઈ ગયું;
એ રીતના કરીને વિલાપો હૃદયને હું ત્રાડતી,
ક્યાંથી વિલાપો આવડ્યા એ હું નહિં સમજી શકી. ૫૦

આક્રંદ કરતાં આંસુઓનું નીર પણ ખૂટી ગયું;
પણ તાતના દિદારનું દર્શન ફરીથી ના થયું,
એ ચાર દ્હાડાનો સમય મ્હા શોકમાં મ્હારો ગયો,
જાતાં સમય મુજ હૃદયપરથી ભાર કંઈ ઓછો થયો. ૫૧

વારી નહિં રહી તે હવે હું દૈવથી હારી રહી,
પણ તાતની મુર્તી હૃદયની મધ્ય કોરાઈ રહી;
દિનરાત એના એ વિચારો આવતા મુજ અંતરે,
રમતા હૃદયમાંહી રહ્યા મુજ તાતના શબ્દો ખરે. ૫૨

સ્વપ્નાવિષે પણ તાતની મુર્તીતણું દર્શન થતાં,
જાગ્યા પછી નહિં દેખતાં અશ્રુ ભરાઈ આવતાં;
એવી સ્થિતિમાં દિવસ કંઈક ઉચાટમાંહિ ગયા વહી,
વળતી ભૂલી એ વાત બાળ સ્વભાવને વશ હું થઇ. ૫૩
માબાપ વિનાની થઈ હું દેવ કેરા યોગથી,
માસી વિના જગમાંહી મ્હારૂં અન્ય કોઇ રહ્યું નહી;
મુજ તાતનું જે કંઈ હતું તે સર્વ વેચી નાંખિયું,
કરતાં ક્રિયા જે કંઇ બચ્યું તે સૌ અનામત રાખિયું. ૫૪

* * * *

મુજ જીવન નૌકાનો ધીમેથી માર્ગ બદલાયો ખરે,
માસી મ્હને લઇને ગયાં નિજ ઘેર શહેર વડોદરે;
ગોઠયું નહિં મુજને પ્રથમ એ શહેરના સહવાસમાં,
અતડી ફરૂં હું સર્વથી દિન જાય રોજ ઉદાસમાં. ૫૫
માસી તણાં પાડોશિઓ સૌ પ્રેમથી બોલાવતાં,
પણ ના ગમે મુજને જરા મુંગી રહુ સૌ વાતમાં;
વનમાં વસેલા પ્રાણીને જ્યમ કોઈ લાવે ગામમાં,
બ્હીતું ફરે તે જેમ તેમ થતું મ્હને તે ઠામમાં. ૫૬
કંઈ દિવસ એમ ગયા પછી સહવાસના યોગે કરી,
સૌ સાથ પ્રેમે વાત કરવા હું પછી ડરતી નહી;
આવ્યુ જીવન જાણે નવું, હું સર્વમાંહી ભળી ગઈ,
મુજ માસીને મ્હરા તરફની ફીકર કંઈ ઓછી થઇ. ૫૭
એ રીત મ્હારા બાળપણના દિવસ વહિ જાતા હતા,

બાવાપિત્રાને ભૂલવામાં તે જણાતા ના હતા;
હું ગામડાની જીંદગીને યાદ પણ કરતી નહિં,
જાણે જનમથી શહેરની હું હોઉં તેમ થઇ રહી. ૫૮

કો વખત મ્હારી ખબર લેવા જીવણ પોતે આવતો,
અશ્રુ ભરેલી આંખથી સ્નેહે મ્હને બોલાવતો;
કંઇ કંઈ નવાઇની ચીજો તે લાવતો મુજ કારણે,
સંભાળવા મુજને બરાબર તે વિનવતો માસીને. ૫૯

*  *  *  *

ત્યાં એક રમણિક નામનો વય સોળ સત્તર વર્ષનો,
આવેલ ભણવા માટ તે પાડોશમાં રહેતો હતો;
મુજ માસીને તે શ્વસુર પક્ષ તણો સગો થાતો હતો,
તેથી અમારે ઘેર તે કંઇ કામકાજે આવતો. ૬૦

ગુણવાન ધીરો ને દયાળુ રૂપ પણ સુંદર હતું,
મૂછો ફુટેલી સ્હેજ મોઢું સર્વદા હસતું હતું;
રાખે ઘણો તે પ્રેમ મુજપર વિનયથી વાતો કરે,
જ્યમ હોય અંતરનો સગો ત્યમ વર્તતો મ્હારી કને. ૬૧

હોયે રજાનો દિવસ તો મુજ ઘેર વ્હેલો આવતો,
સાથે લઇ તે શહેરમાં ફરવા મ્હને તેડી જતો;
રાજી કરે મન મ્હારૂં ચીજો નવિન બતાવિને,
હું માસીની પાસે કરૂં વર્ણન બધું ઘર આવિને. ૬૨

એ રીત બે ત્રણ માસમાં હું શહેર સૌ જોઇ રહી,
બાગો બગીચા બંગલાઓ પૂર્ણ નિહાળી રહી;

મુજને ભણાવે રોજ તે માસી તણા આગ્રહ થકી,
તેથી કરી હું સ્હેજ લખતાં વાંચતાં શીખી ગઇ. ૬૩
એવી રીતે દિન માહારા જાતા હતા આનંદમાં,
સુખ સાગરે રમતી હતી હું દિવ્ય લોલ તરંગમાં;

* * * *

જાતાં દિવસ ને રાત હું જ્યાં બાર વર્ષતણી થઇ,
વાતો થવા લાગી હવે દિનરાત મ્હારા લગ્નની. ૬૪
વિદ્યા વયે રમણિક મ્હારે યોગ્ય સૌ રીતે હતો,
તે સાથ કરવા લગ્ન માસીનો વિચાર થયો હતો;
આવે જીવણ જે વખત મ્હારી ખબર લેવા કારણે,
તે સમય રમણિકલાલના ગુણ વર્ણવે ત્હેની કને. ૬૫
તેથી જીવણ તે વાતમાં પૂરેપુરો રાજી હતો,
છે જોડ જુગતી એમ કહીને સંમતી તે આપતો;
આ વાત થાતી હોય તે હું ગુપ્ત રીતે સાંભળું,
ધનભાગ્ય માનું જીવન મ્હારૂં હૃદય આનંદે ભરૂં. ૬૬
રમણિકના ગુણગાનમાં હું મસ્ત મદમાતી ફરૂં,
આશા પુરણ થાવા પ્રભુની પ્રાર્થના પ્રેમે કરૂં;
રમણિક આવી ઘેર જ્યારે બેસતો માસી કને,
મ્હારા હૃદયમાં તે સમે આનંદ સાગર ઉછળે. ૬૭
જે રીત પ્હેલાં બોલતી તે રીતથી બોલાય ના,
મનમાં ઘણી મરજી છતાં પણ શબ્દ ઉચ્ચારાય ના;

મુજ પાસ આવીને કદી જો સ્હેજ બોલાવે મ્હને,
શરમાઉ ઉત્તર આપતાં રોમાંચ થાતો દેહને. ૬૮

જે છૂટથી હું પ્રથમ ત્હેની સાથ નિત્યે વર્તતી,
તે સર્વ બંધ થઈ ગયું વાતો વિવા'ની સાંભળી;
કરીને મનોરથ માનવી મનમાં ફુલાઇને ફરે,
પણ દૈવની શું ધારણા તે ભેદ કોણ કળી શકે. ૬૯

ઉગે પ્રભાતે સુરજ નભમાં તરૂણ મધ્યાને થતો,
સંધ્યા સમે ક્ષિણ તેજ થઈ અસ્તાચળે ઉતરી જતો;
તે રીત સૌ વસ્તુ તણી ચડતી અને પડતી થતી,
સુખ દુઃખ આવે જાય એ કિરતારની ન્યારી કૃતી. ૭૦

મનસુખ નામે એક વય આધેડનો માણસ હતો,
મુજ માસીનો ભાણેજ તે બહુ દૂરનો થાતો હતો;
હું જ્યારથી આવી હતી મુજ માસીના ઘરને વિષે,
તે સમયથી દરરોજ આવી બેસતો માસી કને. ૭૧

મુખ માંહીથી બે દાંત આગળના પડેલા દીસતા,
માથુ અને મૂછોતણા સહુ વાળ શ્વેત થયા હતા;
ચાઠાં મુખે બળિયા તણાં તન શામ રાતી આંખડી,
લાગે ભયંકર દેખતાં વિકાળ ત્હેની આકૃતી. ૭૨

ઘરનાર ત્હેની બે વરષથી મર્ણ પામેલી હતી,
તેથી ફરીથી લગ્ન કરવા તેહને ઇચ્છા હતી;
તે કારણે હરવખત મુજ માસી કને તે આવતો,
કરવા લગન તે સાથ મારૂં રોજ વિનવતો હતો. ૭૩

લગભગ વરષ પચ્ચાસનું વય તેહનું દિસતું હતું,
ને આગમન વૃદ્ધા અવસ્થાનું થઇ ચુકયું હતું;
તે છતાં બાર વરષતણી કન્યાતણા અભિલાષથી,
પૂરો પ્રયત્ન કરી રહ્યો દરરોજ તે લજ્જા તજી. ૭૪

મુજ માસીએ ચોખ્ખું કહ્યું એ વાત બનવાની નથી,
એ કુસુમકળિને અગ્નિ જ્વાળામાંહિ ધરવાની નથી;
બાંધી મડે મીંઢળ જગત બત્રીસીએ ચઢવું નથી,
માટે ફરી નવ બોલતો એ વાત ત્હારા મુખથી. ૭૫

તોપણ અધિક આગ્રહ થકી દરરોજ આવી વીનવે,
મુકી શરમ મરજાદ મુખથી માગણી મ્હારી કરે;
બહુ બહુ પ્રકારે યત્ન કરતાં કો રીતે નવ ફાવિયો,
વળતી કરીને ક્રોધ નિજ જાતી સ્વભાવ બતાવિયો. ૭૬

બહુ તુચ્છકાર કરી ઘણી ધમકી બતાવી માસીને,
હું જોઉંછું કે કોણ બીજો આ હવે કન્યા વરે;
પીવાય નહી તો ઢોળવું પણ મમત હું મુકું નહી,
જોજો હવે શું થાય છે એવું કહી ઉઠયો તહી. ૭૭

મુજ માસી શાન્ત થઇ રહ્યાં જાણ્યું પીડા અહીંથી પતી,
પણ શું થવાનું છે ભવિષ્યમાં તે કંઈ જાણ્યું નહી;

* * * *

એ વાતને બે ચાર માસતણો સમય વીતી ગયો,
રમણિક સાથે લગ્ન કરવા મ્હારૂં નિશ્ચય થયો. ૭૮

તૈયારીઓ લાગી થવા દિનરાત મ્હારા લગ્નની,
મુજ અંતરે આનંદની લહેરો પ્રબળ પ્રગટી રહી;
જોવા મ્હને આવ્યાં ભવિષ્યનાં શ્વશુર સાસુ માહારાં,
દેખી મ્હને બહુ પ્રેમ અંતરમાંહિ પ્રગટાવી રહ્યાં. ૭૯

કીધો લગનનો દિવસ નક્કી માસીની સાથે મળી,
પોતે ગયાં નિજ ગામ રમણિકલાલને સંગે લઈ;
થાતાં નજરથી દૂર રમણિક બીજા મન મ્હારૂં થયું,
ત્રાલે ઘણું મુજ હૃદયમાં લાગે સદન સૂનૂં સહુ. ૮૦

જો કે શરમથી તેડ સાથે બોલતી હું ના હતી,
પણ દૂરથી તેને નિહાળી હૃદયને બહેકાવતી;
તેથી અજંપો અંતરે તે જવાથી મુજને થયો,
પણ લગનના આનંદમાં તે સ્હેજ ઓછો સાલતો. ૮૧

આવ્યા લગનના દિવસ પાસે સર્વ તૈયારી થઇ,
આવ્યાં સગાં વહાલાં સહુ પરગામનાં ટોળે થઈ;
મહા માસની સુદ પંચમીનું લગ્ન રાખેલું હતું,
તેથી ફરીને ત્રીજને દિવસે સરવ આવ્યું હતું. ૮૨

દશ બાર માણુસ લેઇને આવ્યો જીવણ મુજ ગામથી,
મુજ માસીએ સૌની યથાસ્થાને સવડ સ્નેહે કરી;
આ સમય મ્હારી માસીએ ઉદારતા બહુ વાપરી,
બાંધ્યો લગન મંડપ રૂડો શોભા યથાશક્તિ કરી. ૮૩

પણ દૈવની ન્યારી કૃતી પળમાં જુઓ શું થાય છે,
ધાર્યું બધે સૌ ધૂળમાં અણચિંતવ્યું આગળ ધસે;

વાગ્યુ કરી તે રાત્રિએ જ્યાં ત્યાં સરવ સૂતાં હતાં,
શાન્તી થકી નિદ્રાતણો આસ્વાદ સૌ લેતાં હતાં. ૮૪

હું પણ સુતી'તી ચેનમાં જ્યાં નિત્ય સુઈ જાતી હતી,
મીઠાં મનોહર સ્વપ્ન અંતરમાં અનુભવતી હતી;
તે સમય મ્હારૂં મુખ દાબ્યું જોરથી ત્યાં કોઇએ,
કે તુર્ત હું જાગી ગઈ આંખો ઉઘાડી તે પળે. ૮૫

સર્વત્ર ગાઢ તિમિર ઘરમાંહી છવાયેલું હતું,
તેથીકરી મુજ આંખથી જોતાં જણાતું ના હતું;
મુજ નાકપાસે ગંધવાળુ કાંઈ રાખ્યું તે પળે,
જેથી મ્હને સહુ અંગમાં ઝણુકાર વ્યાપ્યો ત્યાં ખરે. ૮૬

મ્હેં છુટવા માટે શરીરની સર્વ શક્તિ વાપરી,
પણ જોરથી જકડેલ તેથી સ્હેજ પણ ફાવી નહી;
કીધો પ્રયત્ન છતાં મુખેથી શબ્દ બોલાયો નહી,
પળવારમાં મુજને ઉપાડી કોઈ લઈ ચાલ્યું તહી. ૮૭

બસ એટલું છે યાદ મુજને જે થયું મુજ દેહને,
વળતો થયું શું માહારૂં તે યાદ કાંઈ નથી મ્હને;
કોણે ઉપાડાવી મ્હને ને કોણ ઉપાડી ગયું;
ને ક્યાં ઉપાડી લે ગયા એ સર્વ પડદામાં રહ્યું. ૮૮

* * * *

કંઈ ભાન આવ્યું મુજને પણ ઘેન આંખોમાં હતું,
મનમાં ઘણી મરજી છતાં પણ નેત્ર ના ખુલ્લું થતું;

જ્યમ હોઉં જાગી સ્વપ્નમાંથી તેમ મુજને લાગતું,
આવ્યું ભયંકર સ્વપ્ન જાણે એમ મનમાંહી થતું. ૮૯

જાણે સુતીહું ચેનમાં માસીતણા ઘરને વિષે,
છે લગ્નનો દિન આજ તેથી જાન હમણાં આવશે;
આજે સફળ નેત્રો થશે રમણીકનાં દર્શનથકી,
એ રીતના મંગળ મનોરથ મનથકી કરતી હતી. ૯૦

કંઇ શબ્દના પડઘા પડયા તે સમય મ્હારા કાનમાં,
કંઈ વાત ધીમેથી થતી મ્હેં સાંભળી તે સ્થાનમાં;
મળી બે મનુષ્યો માંહિ માંહિ વાત ધીમેથી કરે,
તે શબ્દ મ્હારા અંતરે લાગ્યા અજાણ્યા ત્યાં ખરે. ૯૧

ના હોય ઘર આ માશીનું મનમાંહી તે નક્કી થયું,
તે સમય મ્હારા હ્રદયમાંથી ધૈર્ય સૌ ખૂટી ગયું;
મ્હે બોલવાનું બળ કર્યું પણ કાંઇ ના બોલી શકી,
કરતાં પ્રયત્ન અતિઘણો પણ આંખ ના ખોલી શકી. ૯૨

તેથી રૂંધાણું હ્રદય મ્હારૂં ઉઠવા ગઈ બળ કરી,
પણ ના ઉઠાયું મુજ થકી શબતુલ્ય તેમ પડી રહી;
હું કયાં સુતી છું આ સમે, રે ! સ્થાન આ કોનું હશે,
કોણે મ્હને આણી અહી ને કેમ લાવેલા હશે. ૯૩

રે ! રે ! હવે આ સ્થળ વિષે થાશે દશા શી માહારી,
મુજને નહિં જોતાં દશા ત્યાં શી થશે મુજ માસીની;
આવા વિચારોમાં બની પરવશ પડેલી હું હતી,
જીવતી છતાં પણ મર્ણનો હું અનુભવ કરતી હતી. ૯૪

તે સમય બન્નેના મુખેથી વાત થાતી સાંભળી,
સૌ સાંભળીને વાત વળતી ભેદ સર્વ ગઈ કળી;
" છે કેમ તબીયત તેહની, " તે પુરૂષે પુછયું તહી;
સ્ત્રીએ ધીમે સાદે કહ્યું " કઈ બીક જેવું છે નહી. " ૯૫
" મ્હેં સર્વ ઉપચારો કર્યા છે લાવવા શુદ્ધિવિષે,
" માટે હવે થોડા સમયમાં ભાન ત્હેને આવશે;
ત્યારે પુરૂષ બોલ્યો " દવા કંઈ સ્હેજ જાદે થઇ ગઇ,
" તેથીકરી અત્યાર સુધી અસર ત્હેની છે રહી. ૯૬
લાગ્યો પારચિત શબ્દ મ્હારા હૃદયમાં આ પુરૂષનો,
કરતાં સ્મરણ સમજી ગઇ છે શબ્દ આ મનસુખનો;
રે હાય! મ્હારૂં હરણ કીધું એ નરાધમ રાક્ષસે,
મુજને હવે અહિં લાવીને એ દુષ્ટ શું કરશે હવે. ૯૭
મુજ માસીની પાસે વદેલાં વાકય ત્હેનાં સાંભર્યા,
રે! હાય શું કરશે હવે, લાવી મ્હને આ સ્થાનમાં;
અહીંથી હવે છુટયા તણી આશા મ્હને કંઈ ના રહી,
પણ વાત સાંભળવા હજી હું કાન ત્યાં માંડી રહી. ૯૮
બોલ્યો ત્યહાં મનસુખ " બાજી સર્વ સુલટી થઇ ગઈ,
" જે જે કરેલી યુક્તિઓ તે સર્વ સુધરી માહ્યરી;
" ઊંખ મારતાં સરવે રહ્યાં જે જે વિરોધી માહ્યરાં,
" આ સિંહનો શીકાર શું લઇ જાય મૂર્ખ શિયાળવાં. ૯૯
" મુજ હૃદયમાં ઈચ્છા હતી એ સાથ લગ્ન કર્યા તણી,
" તે માટ મંછા માસીને બહુવાર મ્હેં પળશી કરી;

“ આપી ઘણી લાલચ તથાપી કામ કાંઈ ના સર્યું,
“ તેથી ખરેખર હૃદયમાં આવ્યું ઝનૂન મ્હને ઘણું. ૧૦૦

“ મમ્મત ભરાયો મનવિષે બસ એજ કન્યાને વરૂં,
“ શિર જાય તો બ્હેતર પરંતુ પાય પાછો ના ધરૂં;
“ એ રીતનો નિશ્ચય કરી મ્હેં સર્વ બાજી ગોઠવી,
“ સાધી બરાબર બે જણા કરવા હરણ યુક્તી કરી. ૧૦૧

“ મ્હેં દાવ જોઇ કાલ સાંજે કામ કરવા ધારિયું,
“ નક્કી અમે તે યુક્તિએ કરવું હરણ કન્યાતણું;
“ સમિ સાંજથી મુજ એક સાથી લાગ સાધીને ગયો,
“ ચતુરાઇથી મંછા તણા ઘર માંહી છૂપાઈ રહ્યો. ૧૦૨

“ ત્હેણે બરાબર બાર વાગે શાન્ત સઘળું જોઇને,
“ ખોલી દીધું ઘર કે ગયો બીજો હતો જે બારણે;
“ હું પોળને નાકે રહ્યો તૈયાર ગાડી લેઇને,
“ કરીને પ્રયોગ દવા તણો આણી ઉપાડી બે જણે. ૧૦૩

“ ગાડી ઝપાટે આ સ્થળે સંકેત મુજબ લાવિયા,
“ યુક્તિ સરવ સુધરી ગઈ સહેલાઇથી ફાવી ગયા;
“ બનશે હવે જે તે ખરૂ તેની જરા પરવા નથી,
“ પણ લગ્નની કીધી પ્રતિજ્ઞા પૂર્ણ તે કરવી અહીં. ૧૦૪

“ સાહિત્ય સરવે લેઇ સુરજરામ શુક્લ આવિયા,
“ દિન ઉગતા પહેલાં વિધિ સૌ લગ્નનો આટોપવા;
“ માટે હવે ધીરે રહી બેઠી કરો એ બાળિકા,
“ એવા કરો ઉપચાર જે શુદ્ધિ વિષે આવે જરા. ૧૦૫

આ વાત સરવે સાંભળી હું ભેદ સૌ પામી ગઈ;
કરવું હવે શું માહારે તે હૃદય વિચારી રહી;
અરધાં ઉઘાડી નેત્ર સરવે સ્થાનમાં દૃષ્ટિ કરી,
ઝાંખા દીવાના તેજમાં બેઠા દીઠા બે માનવી. ૧૦૬
આવી ધીમે તે નારીએ મુજ અંગપર કર ફેરવ્યો,
લાગ્યો મ્હને તે હસ્ત કાળા નાગની ફેણા સમો;
ઓ બાપરે કહી તે સમે મ્હેં ચીસ પાડી કારમી,
તરછોડી તેનો હસ્ત હું તતકાળ બેઠી થઈ ગઈ. ૧૦૭
હું નાસવા નિશ્ચય કરી ઉભી થઈ પળ વારમાં.
એ દુષ્ટ નારીએ મ્હને પકડી લીધી નીજ બાથમાં;
ભુમરાણ મ્હેં કીધું ઘણું છૂટી થવા બળ વાવર્યું,
પણ ના છુટાયું સ્હેજ મુજથી અફળ બળ સરવે ગયું. ૧૦૮
અનસુખ દોડી આવીયો કરવા મદદ તે નારને,
અદ્ધર ઉઠાવીને લીધી બન્ને જણે મળીને મ્હને;
જ્યાં બે જણા બેઠા હતા સૌ લગ્ન સામગ્રી સજી,
તે સ્થળવિષે લાવી મ્હને મુકી બહુ બેગે કરી. ૧૦૯
મ્હે બહુ કર્યો ત્યાં શોર, ઓ માશી અને ઓ મા કહી,
ઓ દુષ્ટ પાપી નીચ કહીને ગાળ મ્હેં દીધી ઘણી;
પણ હોય બ્હેરાં બોગડાં જાણે મળ્યાં એ સ્થાનમાં,
એવી રીતી ધારી રહ્યાં એ પાપકેરાં પુતળાં. ૧૧૦
આંખો ચઢાવી તે સમે અનસુખ વાણી ઉચ્ચર્યો,
છાની રહે છે કે નહી, કહી હાથ ઊગામી રહ્યો;

લાગી મ્હને બહુ બીક ત્હેની સ્હેજ છાની રહી ગઇ,
મુજ હસ્તમાં તે સમય મીઢળ બાંધીયું બેળે કરી. ૧૧૧
તે સમય કોઈ દ્વાર લાગ્યું બ્હારથી ધકેલવા,
કરીને હુંકારો બોલિયા જલદી ઉઘાડો દ્વાર આ;
તે શબ્દ જીવણનો ખરેખર મુજ હૃદયમાં લાગિયો,
મ્હેં બૂમ પાડી બળ કરી કે બ્હાર હોંકારો થયો. ૧૧૨
ને દ્વાર ઉપર જોરથી કીધા પ્રહારો બ્હારથી,
ઉઠયા ચપોચપ દુષ્ટ સરવે નાસવા લાગ્યા તહીં;
નાસી ગયા પડતાં મુકીને પાછલે દ્વારે થઈ,
ને રાંડ પેલી ઓરડીની માંહી છુપાઈ ગઈ. ૧૧૩
છૂટી થતાં મ્હેં દોટ મુકી દ્વારની પાસે ગઈ,
મુજ હૃદયમાં એવું થયું જાણે છુટી યમપાશથી;
મ્હેં દ્વાર ખોલી નાંખિયું દશ બાર જણ આવ્યા મહીં;
હું જીવણને વળગી પડી જાણે સનાથ હવે થઇ. ૧૧૪
બે ચાર બત્તી લેઇને સો સ્થાન તે જોઈ વળ્યા,
નાસી ગયેલા સર્વ તેથી હાથ કો નવ આવિયા;
પેઠી હતી દઇ દ્વાર પેલી દુષ્ટ નારી જે સ્થળે,
તે મ્હેં બતાવ્યું કે તરત ઉઘડાવિયું તે દ્વારને. ૧૧૫
કબજે કરી તે નારને પુછી હકીકત જે બની,
નિર્દોષ છું હું એમ બોલી રાંડ તે રોઇ પડી;
જાહેર મ્હેં સરવે કરી જે જે બનેલી તે બીના,
આથથી ઈતી જે સાંભળેલી મુખથી મનસુખના. ૧૧૬

તે સર્વ નોંધ્યું ફોજદારે જે હતા સૌ સાથમાં,
લઈ જાવ ઘેર કહી મ્હને સોંપી જીવણુના હાથમાં;
ચાલ્યા લઇ પોલીસ પેલી નારને બંધન કરી,
હું પણ જીવણુની સાથ જાવા ઘેર, ત્યાંથી નીકળી. ૧૧૭
પ્રાચી દિશામાં સ્હેજ કંઈ ઉજાશ દેખાતો હતો,
રાત્રીતણા છેલ્લા પ્રહરનો સમય સમજાતો હતો;
ઉઠયા હતા કંઈ કંઈ જનો તેના ખુંખાર થતા હતા,
ઘંટીતણા કંઈ ઘોર, રાગ પ્રભાત કો ગાતા હતા. ૧૧૮
આવ્યાં હમે જ્યાં પોળમાં ત્યાં સર્વ જન જાગ્યાં હતાં,
મુજ હરણુના સંબંધની વાતે સરવ લાગ્યાં હતાં;
મુજ માસી તો છૂટે મુખે કલ્પાન્ત ત્યાં કરતાં હતાં,
પાડોશનાં નરનાર સૌ વિંટાઇને ઉભાં હતાં. ૧૧૯
તે સમયમાં આવ્યાં અમો કે શોર ત્યાં મોટો થયો,
હું આંગણામાં આવતાં બહુ સંઘ ત્યાં જામી ગયો;
શું કોણ બોલે છે, જરા તે શબ્દ સમજાયે નહી,
છે કોણ પોતાનું પરાયું તે જણાયે ના જરી. ૧૨૦
મ્હા મ્હેનતે મારગ કરી ઘરમાં ગયાં સરવે અમે,
આવ્યા પછાડી લોક ઝાઝા માગ ઘરમાં ના મળે;
હું તો જઇ ઘરમાંહી મ્હારી માસીને વળગી પડી,
બોલી શકી નહી કાંઇ બીજુ મુશકે રોઇ પડી. ૧૨૧
મુજ કરવિષે બાંધ્યું હતું તે મીંઢળ ભૂલ થકી રહ્યું,
શંકા પડી જન સર્વને કે લગ્ન મ્હારૂં થઈ ગયું;

કંઈ સ્હેજ અજવાળું થયું ને લોક પણ ઓછા થયા,
દશ પાંચ આવે જાય, પૂછે જે બનેલી તે બીના. ૧૨૨

ત્યાં જીવણે સૌ લોકની સાનિદ્ધ કહેવા માંડિયું,
કે એક ચિત્ત થઈ ગયાં તે વાત સાંભળવા સહુ;
બાલ્યો જીવણ હું રાત્રિએ મેડીપરે સૂતો હતો,
" થઈ ઉંઘને આધીન હું ચૈતન્ય હીન થયો હતો. ૧૨૩

" તે સમય મ્હારા કાનમાં કંઈ સ્હેજ ભણકારો થયો,
" મુજ હૃદયમાં શંકા થવાથી તુર્ત બેઠો થઇ ગયો;
" ઉભો રહ્યો જઈ બારીચે ને કાન ત્યાં માંડી રહ્યો,
" તે સમય ગાડી ચાલવાનો શબ્દ કાને આવિયો. ૧૨૪

" આવ્યો નીચે તો ઘર તણાં દીઠાં ઉઘાડાં બારણાં,
" મ્હેં બૂમ પાડીને ઉઠાડયાં સર્વ જે સૂતાં હતાં;
" દીવો કરી જોયું બધું સૌ ચીજ જ્યાંની ત્યાં હતી,
" પણ બ્હેન કમળા નિજ પથારીમાં સુતેલી ના હતી. ૧૨૫

" એકલસરી જે કંઠની તૂટી પડેલી ત્યાં હતી,
" તેથી સરવના હૃદયમાં શંકા અધિક આવી ગઇ;
" નક્કી હરણ કમળા તણું એ દુષ્ટ મનસુખે કર્યું,
" એ વાકય મંછાનું મ્હને લાગ્યું હૃદયમાંહી ખરૂં. ૧૨૬

" દોડી ઝડપથી તે પળે હું પોળને નાકે ગયો,
" પણ કાંઈ દેખાયું નહી મનથી નિરાશ બની ગયો;
" તેથી અમો બે ચાર થઇ પોલીસ ચોકીએ ગયા,
" જાહેર ત્યાં સરવે કરી જે જે બનેલી તે બીના. ૧૨૭

" પોલીસના અધિકારીએ ત્યાં સ્હાય સૌ રીતે કરી,
" અમને લઈ સંગાત કરવા ખોળ ચાલ્યા સૌ મળી;
" સૌ ચોકીએ એ ખબર આપી મેળવ્યો પત્તો પછી,
" આવી ખબર ગઈ એક ગાડી મદનના ઝાંપાભણી. ૧૨૮
" તેથી અમો તે બાજુએ કરીને ત્વરા ચાલી ગયા,
" ત્યાં દૂરથી કુમળા તણા પોકાર કાને સાંભળ્યા;
" સરવે ગયા તે સ્થાનમાં પણ દુષ્ટ તે છટકી ગયા,
" સ્ત્રી એક આવી હાથ ત્હેને ચોકીએ તે લઈ ગયા. ૧૨૯
આ વાત સર્વને કહી જીવણ વિરામ્યો જે પળે,
કે તુર્ત આવ્યો તેડવા પોલીસ અમને સર્વને;
મુજ માસી હું ને જીવણ ત્યાં પોલીસ ચોકીએ ગયાં,
લીધી જુબાની એક મોટા અમલદાર સમક્ષમાં. ૧૩૦
ત્હેણે તુરત વારંટ કાઢયું પકડવા મનસુખને,
વળતી વિદાય કર્યાં જવાને ઘેર અમને સર્વને;
વિદ્યૂત વેગે વાત સરવે શહેરમાં પ્રસરી ગઈ,
જયાં જ્યાં જુઓ ત્યાં વાત એની એજ ચર્ચાઇ રહી. ૧૩૧
કોઈ કહે પરણી ગઇ, કો કહે કુંવારી છે હજી,
કો કહે લગન અરધુ થયું, કો કહે વાત જુઠી બધી;
એ રીત આખો દિવસ ચાલી વારતા વિધવિધની,
મુજ ઘેર તો જામી રહી બહુ ભીડ ઝાઝા લોકની. ૧૩૨
કોઈ કહે કે બંધ રાખો લગ્ન હાલ હવે ત્હમે,
આ કેસ પૂરો થાય ત્યારે લગ્ન એ કરજો ત્હમે;

કોઈ કહે બ્હીશો નહીં એ દુષ્ટના શા ભાર છે,
નિર્ભય થઈને લગ્ન સાધો શું પછી કરનાર છે. ૧૩૩
પૂછ્યા વિના પણ લોક સૌ મત વિવિધ દર્શાવી રહ્યા,
દેવાય ગોળે ઢાંકણું કંઈ પોળને દેવાય ના;
મુજ માસી તો ઘેલાં થયેલાં હોય ત્હેવાં લાગતાં,
સૌ લોક કહે તે સાંભળે ઉત્તર નહી કંઈ આપતાં. ૧૩૪
અંતે પછી જીવણ વિગેરેને પુછી નિશ્ચય કર્યો,
કરવા લગન નક્કી થયું આરંભ કરવા માંડિયો;
ઉત્સાહ જે પહેલાં હતો તે સર્વ મંદ થઈ ગયો,
અણુચિંતવ્યા યોગ્યે કરી તે સર્વ બદલાઈ ગયો. ૧૩૫
કીધું પૂજન ગણપતિ તણું ગૃહ શાન્તી હોમ કર્યો પછી,
પીઠી ચઢાવી અંગ મ્હારે લગ્નનના આરંભની;
ને વાટ જોવા લાગિયાં સૌ જાનને આવ્યા તણી,
થઇ જાય પુરૂ કાર્ય ઝટપટ એમ મનમાંહિ ગણી. ૧૩૬
તે સમય આવ્યો ગોર ત્યાં અમ જ્ઞાતિ કેરા પંચનો,
મુજ માસીને સૌ સાંભળે તે રીત કે'વા લાગીયો;
આજે મળીને પંચ ભેગું જે ઠરાવ કરેલ છે,
ત્હેની હકીકત સર્વ તમને મોકલ્યો કે'વા મ્હને. ૧૩૭
જે લગ્ન રાખ્યું છે તમારી બ્હેનની પુત્રી તણું,
બીજો ઠરાવ થતાં સુધી તે લગ્ન બંધજ રાખવું;
કરી પંચનું અપમાન હમણા લગ્ન જો કરશો ત્હમે;
તો આજથી સૌ પંચ જ્ઞાતી બ્હાર ત્હમને મુકશે. ૧૩૮

એવું કહીને ગોર ત્યાંથી સત્વરે ચાલી ગયો,
મુજ માસીને આ ખબર રૂપી ઘા હૃદયમાં વાગિયો;
જીવણુ બિચારો પણુ ઘણો અપસોસ કરવા લાગિયો,
રે! રે! પ્રભુ તું કેમ અમને સૌ રીતે રૂઠી રહ્યો. ૧૩૯

પીઠી ચઢેલી અંગ ઉપર લગ્નના આરંભની,
કન્યા કુંવારી તે રહે એવું કદી બનિયું નથી;
માટે હવે જે થાય તે સૌ સહન કરવું સામટું,
પણુ લગ્ન જે લીધું, હવે તે બંધ તો નવ રાખવું. ૧૪૦

તે સમય આવી જાન ત્યાં પણુ વાત ચર્ચાઈ રહી,
વરના પિતાને પણુ ખબર સૌ પંચના ગોરે કરી;
હાંસી થશે પોતાતણી નિજ પુત્ર જો પાછો જશે,
મ્હેણું શિરે મ્હોટું થશે, કુળમાં કલંકજ લાગશે. ૧૪૦

વરના પિતાએ એમ ધારી ઘાટ બીજો ગોઠવ્યો,
નિજ પુત્રને કન્યા બીજી પરણાવવા નિશ્ચય કર્યો;
ગુણુવાન વિદ્યાવાન ઉંચા કુળનો વર જોઈને,
તૈયાર બીજો થઇ ગયો પરણાવવા નિજ પુત્રીને. ૧૪૨

નાછૂટકે રમણીક પણુ તાબે થયો નિજ તાતને,
પરણ્યો ખરો પણુ હૃદયમાં બહુ દુઃખ વ્યાપ્યુ તેહને;
મુજ અંગ પર પીઠી ચઢી, તે ના ચઢી સરખી થઈ,
મંગળ ક્રિયાઓ જે કરી તે સૌ અમંગળ થઈ ગઇ. ૧૪૩

મુજ હૃદયનો આનંદ ઝાકળ બુંદ સમ ઉડી ગયો,
શિર ઉપર આખો ચોકડેરો પ્હાડ આવીને પડયો;

મનના મનોરથ સર્વ મ્હારા ધૂળમાંહિ મળી ગયા,
મુજ હૃદયના આ સમય જાણે ખંડ ખંડ થઇ ગયા. ૧૪૪

મુજ માસીને તો મર્ણથી પણ અધિક દુખ આવી પડયું,
જાણ્યું હવે શું મુખ મ્હારે જગતને દેખાડવું;
બાધો ગળે ફાંસો ચઢીને મેડિએ રાત્રિ વિષે,
દિન ઉગતાં થયું જાણ સૌને મર્ણ પામેલાં દિસે. ૧૪૫

બનિયા ભયંકર સૌ બનાવો એક પાછળ એક જ્યાં,
પાડોશનાં નરનાર સરવે હાથ ઘસવા લાગિયાં;
મનથી બધાં મનસુખને શિર શ્રાપ ઝાઝા આપતાં,
એ દુષ્ટના દુષ્કૃત્યને સૌ હૃદયથી ધીક્કારતાં. ૧૪૬

બનતાં ભયંકર એ બીના હું તો બની ગઈ બ્હાવરી,
લાખો વિંછીના ડંખ સરખી વેદના મુજને થઈ;
તે સમયના મુજ દુઃખનું વર્ણન કરી શકતી નથી,
લાગે અચંબો એ મ્હને કે કેમ હું જીવી શકી. ૧૪૭

સરજી હશે પ્રભુએ મ્હને દુઃખ આપવા નિશ્ચય કરી,
તેથી પ્રભુએ વજ્ર સરખી માહારી છાતી કરી;
ઘરની બળી વનમાં ગઇ ત્યાં પણ વિંટાઇ આગમાં,
વિધિએ લખેલા લેખ એવા જન્મતાં મુજ ભાગ્યમાં. ૧૪૮

મ્હારા નસિબના યોગથી વી'વા તણી વરસી થઈ,
સૌ રંગ ભંગ થઇ ગયો કરમે કુંવારી હું રહી;
માતા ગઈ, પિતા ગયા માસી તણે શરણે રહી,
તે માસીએ મ્હારે દુઃખે નિજ આત્મની હત્યા કરી. ૧૪૯

* * * *

મ્હારા કરમની એ કથાને એટલે અટકાવિને,
કહુ વાત જે બીજી બની તે સાંભળો માતા ત્હમે;
વારંટ કાઢી દુષ્ટ એ મનસુખને કબજે કર્યો,
તે બાદ ત્હેના કૃત્ય કેરો ન્યાય કોરટમાં થયો. ૧૫૦

લઈ લાંચને ફૂટી ગયા પોલીસના અધિકારીઓ,
કીધા પુરાવા સર્વ જુઠ્ઠા કેસને પલટાવિયો;
"પૈસા લઈ મુજ માસીએ છાની રીતે પરણાવવા,
કીધો હતો સંકેત" એવા સર્વ સાક્ષી આપિયા. ૧૫૧

માસી મ્હને ત્યાં લઇ ગયાં એ ન્યાય કોરટમાં થયો,
સાચા તણું જુઠું થયું, ને વિજય પાપી પામિયો;
એ અધમ પાપી કોર્ટથી નિર્દોષ થઈ છૂટી ગયો,
પણ જગતનો અપવાદ ત્હેના કર્મમાં ચોટી રહ્યો. ૧૫૨

જુઠા પુરાવા આપતાં પણ લગ્ન સાબીત ના થયું,
કોર્ટે ગણી મુજને કુંવારી પણ જગત નવ માનતું;
જગમાં હવે જીવણ વિના મ્હારો હિતેચ્છુ ના રહ્યો,
તે મુજ દુઃખે દુઃખિયો બનીને ખબર મ્હારી રાખતો. ૧૫૩

રમણીક સાથે જીંદગી આ જોડવા નિરસી હતી,
તે સર્વ મ્હારી કામનાઓ સ્વપ્નના સરખી થઈ;
મનથી વર્યો મ્હેં નાથ જેને તે હવે પરનો થયો,
મનથી રચેલો મ્હેલ મ્હારો મૂળથી તુટી પડ્યો. ૧૫૪

સદ્દભાગ્યવંતી સુંદરીના નસીબમાં સરજ્યો હશે,
તે આ અભાગી નારને પણ સ્વપ્નમાં ક્યાંથી મળે;
ચોટયું કલંક શિરે જગતનું પૂર્વકેરા પાપથી,
રમણીક સાથે લગ્ન થાવાનો હવે સંભવ નથી. ૧૫૫

મન વચનથી એને વરી તે અન્યને હું નહિ વરૂં,
દિન રાત ત્હેનુ સ્મરણુ કરીને જીંદગી પૂરી કરૂં;
આવા વિચારોમાં નીરંતર સમયને વીતાવતી,
નિત નામ રમણિકલાલનુ અંતર થકી સ્મરતી હતી. ૧૫૬

* * * * *

રમણિક ના મરજી છતાં માબાપને આધીન થઇ,
પરણ્યો પરાણે પણ હૃદયથી યાદ મ્હારી ના ગઈ;
થોડો સમય વીત્યા પછી મુંબાઈ તે ભણવા ગયો,
ત્યાંથી મ્હને ત્હેણે લખીને પત્ર પ્રીતે પાઠવ્યો. ૧૫૭

આવી મળ્યો મુજ હસ્તમાંહી પત્ર એ રમણિકનો,
તે વાંચતાં મુજ હૃદયમાં આનંદ સાગર ઉછર્યો;
લખિયું હતું, કે "દુઃખમાં સપડાયલી હે સુંદરી,
લખીતંગ જેણે તુજ છબી નિજ હૃદયમાં ધારણ કરી. ૧૫૮

ત્હારા દુખે દુખિયો બની દિન રાત ચિંતાતૂર છે,
મુખચંદ્ર ત્હારાને સદા ચાતક સમો તે ચાહ્ય છે;
માતા પિતાની સાથ હું તુજ પાસથી ચાલ્યો ગયો,
પણ હૃદય ત્હારામાં હતું પળ પણ વીસારી ના શક્યો. ૧૫૯

જોડી જીવન તુજ સાથ હું સંસારમાં સુખિયો થવા,
કરીને મનોરથ અંતરે આનંદમાં રે'તો સદા;
પણ હું પિતાના વચનને મનથી ઉલંઘી ના શકયો,
તે ધર્મ સાચો પુત્રનો માબાપ પ્રત્યેનો હતો. ૧૬૦

પરણ્યો પરાણે પણ હૃદયમાં સ્થાન ત્હારૂં અગ્ર છે,
મુજ અંતરે ત્હારા વિનાનું શુન્ય જગત સમગ્ર છે;
મરજી વિના પણ જેહનો મ્હે હસ્ત ઝાલ્યો હસ્તથી,
ત્હેને દુ:ખી કરવા કદી સ્વપ્ને વિચાર કર્યો નથી. ૧૬૧

તું, હું, અને તે એક રૂપે જીવનમાં જોડાઈશું,
સંસારસીંધુની સહજમાં પાર પ્હોંચી જાઇશું;
માતા પિતાની સંમતી મળશે, નથી શંકા મ્હને,
પરવા નથી બીજા તણી તે ધારજે નક્કી મને. ૧૬૨

માટે હવે તુજ પત્રથી મુજ હૃદયને રીઝાવજે,
ત્હારા હૃદયના જે વિચારો હોય તેહ જણાવજે;
શંકા હૃદયમાં કોઈ રીતે રાખતી તું ના જરી,
રમણીકના હૃદયે સદા છે સ્થાન ત્હારૂં સુંદરી. ૧૬૩

આ પત્ર વાંચ્યો હૃદયના આધાર રમણિકલાલનો,
આ સ્વપ્ન કે સાચું હશે મનમાં વિચાર મ્હને થયો;
શું આ અભાગી બાળિકાને દિવસ સુખનો આવશે?
રમણીકનાં માતા પિતા શું લગ્નની હા પાડશે? ૧૬૪

અથવા કદી આ પત્રમાં પણ કપટની બાજી હશે,
એ દુષ્ટ મનસુખે વળી ચુકતી નવિન ચોજી હશે;

લાગ્યા બરાબર અક્ષરો રમણીક કેરા હસ્તના,
તેથી હૃદયમાંહી થયેલા તર્ક સર્વ ટળી ગયા. ૧૬૫

મ્હે મોકલ્યો એ પત્રનો ઉત્તર સરવ શંકા તજી,
મુજ હૃદયથી રમણીક કેરા ચર્ણમાં પ્રીતી સજી;
સ્વસ્તી હજો તે સ્થાન જ્યાં મુજ હૃદયનો વિશ્રામ છે,
તે હૃદયના આધારના ચરણે સહસ્ર પ્રણામ છે. ૧૬૬

દુખમાં દિલાસા રૂપ અત્રે પત્ર આવ્યો આપનો,
ડુબતા મનુષ્યને હાથ આવે નાવ તેમ મ્હને થયો;
મન કર્મ વચનેથી સદા હું આપને ભજતી હતી,
આશા સફળ થાવા પ્રભુની પ્રાર્થના કરતી હતી. ૧૬૭

પણ પૂર્વના દુર્દૈવથી કંઈ યોગ એવો આવિયો,
મુખ માંડતાં અમૃત તણો પ્યાલો ઢરાયો માહરો;
સુખ સર્વ મ્હારૂં સ્વપ્નના દેખાવ સમ ચાલ્યું ગયું,
આ જગતમાંહી જીવવું મુજને અકારૂં થઈ ગયું. ૧૬૮

આવા સમયમાં આપના આ પત્રની ઝાંખી થતાં,
આશાતણાં અંકુર મ્હારા હૃદયમાં ઉગ્યાં નવાં;
કરતાં વિચાર વળી હૃદયમાં એક શંકા થાય છે,
રહી શકે એકજ મ્યાનમાં તલવાર બે કેવી રીતે. ૧૬૯

બેનારના ભરથારને સુખ સ્વપ્નમાં પણ ના મળે,
એ જગતનો અપવાદ મુજને યાદ આવે અંતરે;
મુજને સુખી કરતાં તમોને દુઃખ આવે જો કદી,
તે ના ગમે મુજને, ભલે જાયે કુંવારી જીંદગી. ૧૭૦

જો આપનાં માતાપિતાની સંમતી હોયે કદા,
ને અન્ય રીતે આપને આવે નહી કંઈ આપદા;
તો આ અધમ બાળા તમારા ચર્ણની દાસી થવા,
તૈયાર છે સદ્‌ભાગ્ય માની આપ શરણે આવવા. ૧૭૧

એ પત્રનો ઉત્તર મ્હને મળિયો પુરા આનંદનો,
કરીને પરિક્ષા પાસ કરવા લગ્ન, નિશ્ચય દાખવ્યો;
મ્હારા વકીલ સરખા જીવણુની સંમતી મ્હેં મેળવી,
મનથી કરી નિશ્ચય ખબર રમણીકને લખી મોકલી. ૧૭૨

જાતાં સમય આ વારતા જાહેર સઘળે થઇ ગઈ,
સ્નેહી તણાં મન હરખિયાં, ને દુશ્મનો દાઝ્યા તહીં;
મુજને હતો વિશ્વાસ રમણીકલાલના નિશ્ચય તણો,
માટે હવે શંકાતણો મનમાં સવાલ નહી હતો. ૧૭૩

વખતો વખત પત્રો ઘણા આવે ખુશીઆનંદના,
મુજ પત્ર પણ તે રીત રમણિકલાલની પાસે જતા;
જાણે વિયોગી દંપતી નિજ વિરહને વીદારવા,
લખતાં પરસ્પર પત્ર પોતે વિરહ કંઈ ઓછો થવા. ૧૭૪

હું પૂર્વનાં દુઃખો વિસારી સમયને વીતાવતી,
રમણીકની મુર્તી મનોહર અંતરે ઉતારતી;

* * * *

વર્ષા રૂતુનાં વાદળાં પેઠે દિવસ જાય હતા,
આશાતણી વહિના તરંગે હૃદયને ઘસડી જતા. ૧૭૫

ડુ એક દહાડો ઘરમડી શાન્તીથકી બેઠી હતી,
ાડોશની બે પ્રેમદાઓ પાસમાં ઉભી હતી;
ે સમય આવી પોષ્ટવાળો નામ મ્હારૂ ઉચ્ચરી,
પરબીડિયું કાગળ તણુ મુજ હસ્તમાં ચાલ્યો ધરી. ૧૭૬
હસ્તાક્ષરો લાગ્યા અજાણ્યા, ઓળખી હું ના શકી,
કોનો હશે આ પત્ર ધારી વાંચવા ઇચ્છા કરી;
ફોડી ત્વરાથી પત્ર મ્હારા મન વિષે મ્હેં વાંચિયો,
ે વાંચતાં મુજ અંગમાંહી કંપ થાવા લાગિયો. ૧૭૭
લખીતંગ હું ઘનશ્યામ રમણીકલાલ કેરો મિત્ર છું,
મુજ મિત્રની ઇચ્છા થકી આ પત્ર તમને પાઠવું;
મુજ લગ્નમાં રમણીક અમદાવાદમાં આવેલ છે,
અત્રે ભયંકર દર્દમાં તે પૂર્ણ સપડાયેલ છે. ૧૭૮
મુખથી તમારૂં નામ તે હર વખત ઉચ્ચારી રહ્યો,
ાજરે તમોને નિરખવા મનથી અધિરો થઈ રહ્યો;
ે એમ સૌનું ધારવું ઈશ્વર તણી મરજી હશે,
ાજરે તમોને નિરખતાં સૌ દર્દ દૂર થઇ જશે. ૧૭૯
ાટે તમારા અંતરે જો પ્રેમ સાચો હોય તો,
આ પત્ર જાણી તાર સરખો તુર્ત આંહી આવજો,
ાણુસ અમારૂ એક સ્હામુ આવશે સ્ટેશન પરે,
હમને ખબર તે અમારે ઘેર તેડી લાવશે. ૧૮૦
આ પત્ર વાંચી ચીત્ત મ્હારૂ પૂર્ણ અકળાઈ ગયું,
વી રીતે જલદી જવાયે એમ મનમાં થૈ રહ્યું;

આ સમય મ્હારા હૃદયમાં શંકા કંઇ આવી નહી,
રમણીકની પાસે જવા વૃત્તિ પ્રબળ મ્હારી થઇ. ૧૮૧
રે! રે! જતાં જો વાર થાશે તો થશે ત્યાં શી ગતી,
જો પાંખ આપી હોત પ્રભુએ તો ઉડુ અત્યારથી;
જો જીવણ હાજર હોત તો મુજ સાથ તેડી જાત હું,
જાઉ ત્વરાથી શી રીતે મુજ હૃદય એવું ઇચ્છતું. ૧૮૨
મ્હારા હૃદયમાં તે સમે શંકા જરા પણ ના થઈ,
રમણીકની પાસે જવા તૈયાર હું ત્યાં થઈ ગઇ;
ઘર બ્હાર જાવા એકલી મ્હેં આજ મન હિમ્મત ધરી,
કરમે લખેલી આપદા, તે શી રીતે જાયે ટળી. ૧૮૩
કારને ત્વરા ગઈ સ્ટેશને, લેઈ ટીકીટ બેઠી તહી,
થાતાં બરાબર સમય ગાડી આવીને ઉભી રહી;
ઉતર્યા ચઢયા કૈં લોક ઝાઝા ભીડ ત્યાં ભારે થઈ,
હું પણ જઈ ધીમે સ્ત્રીઓના સાથમાં બેસી ગઈ. ૧૮૪
મુજ દેહ ગાડીમાં હતો પણ હૃદય રમણીકલાલમાં,
ત્યાં શી દશા ત્હેની હશે મુજ લક્ષ તેહ સવાલમાં;
જાતી હતી ગાડી ઝડપથી પણ મ્હને લાગે ધીમી,
આ પંથ કયારે ખૂટશે હું એમ વીચારી રહી. ૧૮૫
રે! આજ રમણીકલાલનાં મુજને ફરી દર્શન થશે,
મ્હારા વિતકની વારતા તે પાસ નીવેદન થશે;
ત્યાં પ્હોંચતાં મુજ હસ્તથી ઉપચાર હું સઘળા કરૂ,
સેવા કરીને આજ મ્હારૂ સફળ જીવન હું કરૂં. ૧૮૬

મ્હારા હૃદય વલ્લભ તણી પીડા પ્રભુજી ટાળજો,
મુજ રંકના એ રત્નનું કરીને જતન સંભાળજો;
આવા વિચારોમાં બની એકાગ્ર હું બેઠી હતી,
ઝટ કેમ અમદાવાદ આવે એ સ્મરણ કરતી હતી. ૧૮૭

વાગ્યા બરાબર સાત સંધ્યા સમયની વેળા થઇ,
તે સમય અમદાવાદ ગાડી આવીને ઉભી રહી,
આ નગ્ર અમદાવાદ એવો શબ્દ કાને આવતાં,
હું તુર્ત નિકળી બ્હાર આવીને ઉભી મેદાનમાં. ૧૮૮

કેવી રીતે ક્યાંથી જવાનું એમ વીચારી રહી,
આવ્યું હશે કો તેડવા હું પંથ નીહાળી રહી;
તે સમય આવી એક જણ ત્યાં પૂછવા લાગ્યો મ્હને,
બાઈ ત્હમારૂં નામ કમળા ? હા કહી મ્હે તે પળે. ૧૮૯

ત્હેણે કહ્યું કે હું તમોને તેડવા આવેલ છું,
ચાલો તમે મુજ સાથ હું રમણીક કેરો મીત્ર છું;
મ્હે પ્રથમ પૂછી ખબર રમણીકલાલની સુખ શાન્તિની,
ત્હેણે કહ્યું કે હાલમાં છે ઠીક તબિયત તેમની. ૧૯૦

અત્રે તમો આવ્યાં થકી સૌ દર્દ દૂર થઇ જશે,
નજરે નીહાળીને તમોને સુખ અધિક ત્હેને થશે;
તૈયાર ગાડી લો હતી બન્ને અમે બેઠાં જઇ,
ગાડી ચલાવી કોચમેને શે'રમાં ચાલ્યો લઇ. ૧૯૧

સ્વપ્ને કદી આ શહેરનો મુજને અનુભવ ના હતો,
તેથી ફરીંચે [illegible] મુજને પત્રથી આવ્યો હતો;

રસ્તે જતાં રમણીકનો હેવાલ મ્હેં પૂછયાં કર્યો,
મુજ અંતરે આવે ભરોસો એમ ખુલાસો મળ્યો. ૧૯૨

તેથી મ્હને લઇ જાય ત્યાં આનંદથી જાતી હતી,
મ્હારા હ્રદયમાં તે સમે શંકા જરા પણ ના હતી;
રસ્તા પસાર કર્યા ઘણા, ગાડી ઝપાટે દોડતી,
ને આખરે તે એક મ્હોટા ઘર નજીક ઉભી રહી. ૧૯૩

ઉતર્યો પ્રથમ મુજ સાથ આવેલો મનુષ્ય ગાડીથકી,
ત્હેની પછાડી તે સ્થળે હું પણ તુરત ઉતરી પડી,
તે સમય રાત્રીનો અમલ સર્વત્ર જામેલો હતો,
દૂરના દીવાથી મંદમંદ પ્રકાશ ફેલાતો હતો. ૧૯૪

હું તે પુરૂષ તણી પછાડી ઘર વિષે ચાલી ગઇ,
રમણીકને નજરે નિરખવા પૂર્ણ ઉત્સુક થઈ રહી;
ત્યાં એક દીવો મંદ તેજે મધ્યમાં બળતો હતો,
સામા ખુણા પર એક છત્રપલંગ ઢાળેલો હતો. ૧૯૫

તે માંહી આખું અંગ ઢાંકી કોઇ સૂતેલું હતું,
બેઠી હતી ત્યાં એક બાઈ કોઇ બીજુ ના હતું;
હું ત્યાં જઇ ઉભી રહી ચોમેર દૃષ્ટિ ફેરવી,
જાવા પલંગ તણી નજીક મનમાંહી ઇચ્છા મ્હેં કરી. ૧૯૬

મુજ સંગ આવેલો મનુષ્ય ત્યાંથી તુરત ચાલ્યો ગયો,
જાતી વખત તે બંડનું તે દ્વાર બંધ કરી ગયો;
કે તુર્ત સુતેલો મનુષ્ય બેઠો પલંગ વિષે થયો,
ત્હેને નીહાળી અંગમાં બહુ કંપ મુજને થઈ ગયો. ૧૯૭

મ્હેં તુર્ત ત્હેને ઓળખ્યો ને ત્રાસ હું પામી ગઈ,
રે હાય ! આ શું કપટ, કહીને ચીશ મ્હેં પાડી તહીં;
જાણે મ્હને યમનાદૂતે મૃત્યુ તણા મુખમાં ધરી,
વાગ્યું હૃદયમાં વજ્ર જાણે તેમ હું ચમકી ગઈ. ૧૯૮

દેખી દીધેલું દ્વાર મ્હેં આશા મુકી છુટયા તણી,
ધારી સ્વરૂપ ચંડી સમું મ્હેં તે સ્થળે વાણી ભણી;
ક્યાં છે અહીં રમણીક એ પાપી મ્હને બતલાવ તું,
ત્હારૂં બળેલું મુખ એ પાપી મ્હને ન બતાવ તું. ૧૯૯

ફંદે ફસાવી ત્હેં મ્હને સપડાવવા યુક્તી કરી,
આ કૃત્ય કાળાં કેમ ત્હારાં સહન કરશે શ્રીહરી;
મ્હારા કયા ભવના કરમથી દુષ્ટ તું પેદા થયો,
સર્વસ્વ મ્હારા સુખનો સંહાર પાપી ત્હેં કર્યો. ૨૦૦

મનમાંહી નક્કી માનજે તુજ ધારણા ધુળમાં જશે,
જીવતાં છતાં આ દેહ ત્હારે વશ કદી નહી આવશે;
એવું કહી હું મધ્યમાં પગ રોપીને ઉભી રહી,
એ દુષ્ટથી મુજ દેહને સંભાળવા તત્પર થઈ. ૨૦૧

બોલ્યો નરાધમ દુષ્ટએ મનસુખ મંદ મુખે હસી,
"અહીંથી હવે છુટયા તણી આશા કદી કરતી નહી;
"સ્વપ્ને થવાનાં છે નહીં રમણીકનાં દર્શન ત્હને,
"એ વાત મ્હારી સત્ય માની માન મુકી દે હવે. ૨૦૨

રાજી ખુશીથી [illegible] [illegible] વશ [illegible]રે તું સુંદરી,
થાશે સુખી [illegible] રીતથી એ વાત માની લે ખરી;



સ્વપ્ને થવાનાં છે નહીં રમણીકનાં દર્શન ત્હને,
એ વાત મ્હારી સત્ય માની માન મુકી દે હવે.

ને જો ફરી અપમાન મ્હારૂં વચન નહિ સ્વીકારશે,
તો તો જરૂર આ સ્થાનમાં માઠી દશા ત્હારી થશે. ૨૦૩
આવું વદી ઉભો થયો તે આવવા મ્હારી કને,
કે તુર્ત હું પાછે પગે ઉભી અઢેલી ભીંતને;
પ્હોળા કરી બે હાથ મુજને ઝાલવાને આવિયો,
મ્હેં હસ્તની મુઠ્ઠી તણો મુખ ઉપર ફટકો મારીયો. ૨૦૪
વાગ્યું બરાબર નાક ઉપર દુષ્ટને તમ્મર ચઢી,
અબળા છતાં પણ આ પળે પ્રભુએ મ્હને સબળા કરી;
તે સમય સાધી લાગ મ્હેં એ ચોમેર દૃષ્ટિ ફેરવી,
જીનો જણાયો એક ત્હેની તરફ હું દોડી ગઈ. ૨૦૫
મેડે જવાનો માર્ગ મુજને સહજ પ્રાપ્ત થઈ ગયો,
એ દુષ્ટ મુજને ઝાલવાને તુર્ત પાછળ આવિયો;
હું ઝડપથી જીને ચઢીને દ્વાર બંધ કર્યું તહીં,
આવી અણીને સમય જાણે સ્હાય શ્રી હરિએ કરી. ૨૦૬
દેખી દીધેલાં દ્વાર કરિને ક્રોધ બોલ્યો દુષ્ટ એ,
કાઢીશ તુજને બ્હાર તોડી દ્વાર નક્કી જાણજે,
એવું કહીને બારણું ધકકેલવા તે લાગિયો;
મ્હારા હૃદયમાં ભય ઘણો એ દુષ્ટનો વ્યાપી ગયો. ૨૦૭
રે ! હાય ! ઉપર આવશે તો શી ગતી મ્હારી થશે,
કરીને જુલમ એ દુષ્ટ મ્હારા શિયળને સંહારશે;
હું એમ ધારી અન્ય કૈં ઉપાયને શોધી રહી,
તે સમય ઝાંખું તેજ મ્હેં દીવાલમાં દેખ્યું તહીં. ૨૦૮

પાસે જતાં મ્હેં જાણિયું કે ભીંતમાં બારી હતી,
ત્હેની તરફમાં બ્હારની બત્તી નજર પડતી હતી;
મ્હેં અંતરે અનુમાન કીધું જરૂર આ રસ્તો હશે,
તો બુમ મ્હારી કોઇના પણ સાંભળ્યામાં આવશે. ૨૦૯

મેં એમ ધારી દ્વાર એ બારી તણું ઉઘાડિયું,
તે સમય એ દુષ્ટે જુનાનું દ્વાર તોડી પાડિયું;
કરીને ત્વરા મેડે ચઢયો મુજને પકડવા આવિયો,
તે સમય મ્હારો દેહ મ્હેં રસ્તા પરે ઝૂકાવિયો. ૨૧૦

એ દુષ્ટના કરસ્પર્ષથી દૂર રાખવા મુજ દેહને,
મ્હે પ્રાણની પરવા તજીને મરણ ઇચ્છયું તે પળે;
મ્હે મરણને ઇચ્છયું છતાં પણ દૈવ વચ્ચે આવિયો,
આવ્યાં ત્હમે તે સ્થાનમાં મુજ દેહ અત્રે આણિયો. ૨૧૧

આપે મ્હને રાખી શરણ, ઉપકાર કીધો છે ઘણો,
એવું નથી મુજ પાસ, આપું અલ્પ બદલો તે તણો;
લ્હાવો નથી લીધો કદી મ્હેં માત કેરા વ્હાલનો,
તે આજ આપે ધર્મની માતા બની પૂરો કર્યો. ૨૧૨

ઇચ્છા હવે મુજ અંતરે સંસાર ભોગવવા નથી,
વૃત્તી વિરામી સર્વ મ્હારી તુચ્છ માયા પાશથી;
વસિને નિરંતર આપ પાસે ધર્મની પુત્રી બની,
સાધીશ સેવા જગતની રીતી સ્વિકારી આપની. ૨૧૩

વસશે સુખે રમણીક ત્હેની પત્નિના સહવાસમાં,
સેવા કરી સૌ વિશ્વની હું પણ રહીશ ઉલ્લાસમાં;

અંતિમ ઇચ્છા મુજ હૃદયની આપને સાદર કરી,
માટે હવે રાખો શરણમાં આપની આ કીંકરી. ૨૧૪

* * * *

કહીને કથા નિજ વિતકની એ બાળિકા છાની રહી,
પોતે પથારીમાં પછી માથુ નીચું નાખી પડી;
કરૂણા ભરેલી આ કથા તે બાળિકાની સાંભળી,
નયને ભરીને નીર બન્ને બાઇઓ રોઈ ઘણી. ૨૧૫

પુત્રી ગણી પોતાતણી હરનીશ પાસે રાખવા,
ઈચ્છા જણાવી બાઇઓએ સેવિકામાં સ્થાપવા;
તે બાળિકા પણ સર્વ દુઃખો હૃદયનાં વિસારીને,
સુખથી વસી તે સ્થાન, સેવા ધર્મને સ્વિકારીને. ૨૧૬

આ વાતની ચર્ચા થતાં પોલીસના અધિકારીએ,
મનસુખને કબજે કરી ઉભો કર્યો ન્યાયાસને;
ત્હેના શિરે ગુન્હો ભયંકર કર્મનો સાબિત થયો,
તે સાત વર્ષ તણી મુદતની જેલ જાત્રાએ ગયો. ૨૧૭

રમણીક નિજ પત્ની વડે સુખ પામિયો સંસારમાં,
તે ઉંચ પદવી પામિયો પૂરો વધ્યો અધિકારમાં;
અંતે જગતમાં સજ્જનોનો વિજય નિશ્ચે થાય છે,
દુઃખ ભોગવે છે દુર્જનો કિરતારનો એ ન્યાય છે. ૨૧૮

પ્રિય વાંચકો વાંચી વિચારો, આ કથા સૌ અંતરે,
આ બાળિકાની દુર્દશાનું, મૂળ કારણ શું મળે?

પરઠણુ તણો રીવાજ ત્હેની જ્ઞાતિમાં જો હોત ના;
તો બાળિકાના તાતની માઠી દશા કદિ થાત ના. ૨૧૯
નિજ જ્ઞાતિના ગુણવાન કો વર સાથ પરણી જાત તે,
સંસારનો લ્હાવો લઇ સદભાગ્યવંતી થાત તે;
પણ જ્ઞાતિના ઉલટા રિવાજે કાર્ય સર્વ કથાળિયું,
સકુમાર તે બાળા બિચારીનું ભવિષ્ય બગાડિયું, ૨૨૦
એવી હજારો બાળિકાઓ દુષ્ટ રીવાજે કરી;
કરતી હશે કલ્પાન્ત નયને નીર નિત્ય ભરી ભરી;
તે પાપના ભાગી બને છે પંચના અગ્રેસરો,
માટે પ્રયત્ન કરી બને તો પરઠણોને પરહરો. ૨૨૧
સહિને ઘણાં દુઃખો કમાણી જીંદગીમાં જે કરે,
વરની ભરીને પરઠણો સૌ દામની હોળી કરે;
જ્ઞાતિ શુભેચ્છક બંધુઓ અળગો કરો એ ચાલને,
સુખિયા થવા સૌને બુલાખીરામ આ વિનતી કરે. ૨૨૨

સમાપ્ત.

# વિધિ વિડંબન.

શું કહું કથની મારી રાજ, શું કહું કથની મારી;
મને કર્મે કરી મહીયારી રાજ—શું.
શિવપુરના માધવ દ્વિજની, કામલતાભિધ નારી;
રૂપ કળા ભર જોબન ભાળી, ઉર્વશી રંભા હારી–રાજ.
પારણે કેશવ પુત્ર પોઢાડી, હું ભરવા ગઈ વારી;
શિવપુરી દુશ્મન રાયે ઘેરી, હું લુંટઈ પનીહારી-રાજ.
સુભટે નિજ રાજાને સોંપી, રાયે કરી પટરાણી;
સ્વર્ગ તણા સુખમાં પણ માધવ, વિસરે નહિ ગુણ ખાણી–રાજ.
વર્ષ પંદરનો પુત્ર થયો તવ, માધવ દ્વિજ મુજ માટે;
ભમતો યોગી સમ ગોખેથી, જાતાં દીઠો વાટે–રાજ.
દાસી દ્વારા દ્વિજ બોલાવી, દ્રવ્ય દઇ દુઃખ કાપ્યું;
ચૌદશ નિશિ મહાકાળી મંદિર, મળશું વચન મેં આપ્યું–રાજ.
કારમી ચુંકે ચીસ પોકારી, મહિપતિને મેં કીધું;
એકાકી મહાકાળી જાવા, તમ દુઃખે મેં વ્રત લીધું-રાજ.
વિસરી બાધા કોપી કાળી, પેટ પીડ થઈ ભારી;
રાય કહે એ બાધા કરીશું, તતક્ષણ ચુંક મટી મારી–રાજ.
ચૌદશ રાત્રે રાજા સાથે, એકાકી પગ પાળી;
મહિપતિ આગળ ને હું પાછળ, પહોંચ્યાં બેઉ મહાકાળી–રાજ.

૪

ભૂપતિએ નિજ ખડ્ગ વિશ્વાસે, મારા કરમાં આપ્યું;
મંદિર દ્વારે જબ નૃપ પેસે, તવ મેં તસ શિર કાપ્યું–રાજ.
રાય હું મારી પતિ જગાડું, ઢંઢોળતાં નવ જાગે;
નાગ ડસ્યો પતિ મર્યું મેં જાણ્યું, ઉભય ભ્રષ્ટ થઇ ભાગ્યે–રાજ.
નાઠી વનમાં ચોરે લુંટી, ગણિકાને ઘેર વેચી;
જાર પુરૂષથી જારી રમતાં, પાપલતા મેં સીંચી–રાજ.
માધવ સુત કેશવ પિતુ શોધે, ભમી ગણિકા ઘર આવ્યો;
ધન દેખી દુધ જ્યમ મંજારી, ગણિકાને મન ભાવ્યો -રાજ.
ગણિકાએ દ્વિજ મુજને સોંપ્યો, જાણ્યો ન મેં લલચાવ્યો;
ધિક્ ધિક્ પુત્રથી જારી ખેલું, વિધિએ નાચ નચાવ્યો–રાજ.
જારી રમતાં કાળ વિત્યો કંઇ, એક દિન મેં કરી હાંસી;
ક્યાંના વાસી ? રાજ ! ક્યાં જાવું, તવ તેણે અથથી પ્રકાશી–રાજ.
દૃઢ મન રાખી વાત સુણી મેં, ગુપ્ત મેં રાખી મારી;
વિપ્રને કહ્યું નિજ દેશ સિધાવો, મેં દુનિયાને વિસારી–રાજ.
પુત્ર વળાવી કહ્યું ગણિકાને, હા હા ! ધિક્ મુજ તુજને;
મહા પાતકની શુદ્ધિ માટે, અગ્નિ શરણ હો મુજને–રાજ.
સરિતા કાંઠે ચય સળગાવી, અગ્નિ પ્રવેશ મેં કીધો;
કર્મે નદીના પુરમાં તણાણી, અગ્નિએ ભોગ ન લીધો–રાજ.
જળમાં તણાતી કાંઠે આવી, આહેરે જીવતી કાઢી;
પાપિણીને સંગરી ન નદીએ, આહેરે કરી ભરવાડી–રાજ.
તે ભરવાડણ દહીં દૂધ લઇ, હું વેચવા પુરમાં પેઠી;
ગજ છુટ્યો કોલાહલ સુણીને, પનિહારી ને હું નાઠી–રાજ.

પનિહારીનું કુટયું બેડું, મુસકે રોવા લાગી;
દહીં દુધની મટુકી મમ ફુટી, હું પણ હસવા લાગી-રાજ.
હસવાનું કારણ તેં પૂછ્યું, વિસ્મે અથ ઇતિ કીધું;
કેને જોઉં ને કેને રોઉં હું, દૈવે દુ:ખ મને દીધું-રાજ.
મહીયારીના દુ:ખની કહાણી, સુણી મુર્છા થઈ દ્વિજને;
મુર્છા વળી તવ હા! હા! ઉચરે, દ્વિજ કહે ધિક્ ધિક્ મુજને-રાજ.
માતાજી તે પુત્ર તમારો, હું ઉભો નિરભાગી;
હા! હા! મુજ પાપીને ગળજ્યો, પૃથ્વિ માતા જાગી-રાજ.
મા દીકરો બહુ કરી પસ્તાવો, જ્ઞાની ગુરૂને મળીઆ;
ગુરૂની દીક્ષા શિક્ષા પાળી, ભવના ફેરા ટળીઆ-રાજ.
એક ભવે ભવ બાજી રમતાં, ઉલટ સુલટ પડે પાસા;
નાના વિધ ભવોભવ "સાંકળચંદ" ખેલે કર્મ તમાસા-રાજ.
વાંચક સજ્જન એહને માનો, વિધિ વિડંબન કહીએ;
સુખ દુ:ખ સૌ સમભાવ ધરીને, સંતોષે સહુ રહીએ-રાજ.

# દોરંગી દુનિયાનાં પોકળ પડઘમ !

### લાવણી અથવા બેત.

ભવસાગરનાં મોજાં પર, ભડકા ભૂત તણા બહુ જાગે છે !
દુનિયામાં પોકળ ભપકાનાં, કંઈ ઢોલ-નગારાં વાગે છે !-દુનિ૦

### વેપારીઓનું પડઘમ.

વેપાર કરે બહુ વેપારી, હદપાર બતાવે હુશિયારી !
નામાં લખતાં ધારી ધારી ! ધરી હાથ કટારી બે ધારી !
વિશ્વાસુને ઉર ઉતારી, કરતા ઘા કારી-બહુ ભારી !
ગોદા લાગે જ્યાં ગરદનમાં, ત્યાં 'હાય !' પોકારે છે હારી !
એ બંધ બજારે સોદા છે ! ત્યાં, સૂતા છે-કોઈ જાગે છે !-દુનિ૦
ખિસ્સામાં ખખ્ખીના વાંધા ! ખોટી શેઠાઈ બતાવે છે !
ચાકર-નોકર-પેઢી-રાખી, ભોળા જનને ભરમાવે છે !
હાંલ્લાં ઘરમાં હડીઓ કહાડે, પણ મુંછે તાલ લગાવે છે !
સટ્ટા-સોદા ને વેપારે, બહુ જુઠા જંગ જગાવે છે !
લાગે ગેબી જ્યાં ગોળો ત્યાં પાછી પીઠે ભડ ભાગે છે !-દુનિ૦

### લડાઇનું પડઘમ.

ચૌહાન ગજાવે વીરતાથી, કર તીર અને ખંજર ધારી !
તોપો સામે ધરતા સીના ! બહાદુર બની બહુ બળધારી,
એ ધર્મયુદ્ધના બ્હાનામાં, લાખો બાંધવડાને મારી,

વીઝે છે ગોળા ગેબી ત્યાં, પહોળાં મ્હોડાં કરતા હારી!
હીસાબ ચુકવવા કરણીના, આ લોક આખરે ત્યાગે છે!–દુનિ૦

## સંસારનું પડઘમ.

કોઇ વાત કરે મેલી–ગંદી! કોઈ ખાય–ખુએ તેજી મંદી!
કોઈ ફાવ ફેલ કરી ફંદી, કોઈ જાય વીરતાને વંદી!
કોઈ ઘોડાને આપે ચંદી! કોઇ વિષયોમાં રમતા છંદી!
કોઈ નાચે થઈ બેગમ–બંદી! કોઈ દંભ ધરી બનતા દંડી!
છકુડનાં છટકાંને કુદરત–ચાબુકના ફટકા લાગે છે!–દુનિ૦
કોઈ લૂટે છે–કોઈ લાવે છે! કોઈને મિષ્ટાન્નો ભાવે છે!
કોઈ પાન–સોપારી ચાવે છે કોઇ ફિક્કાં મ્હોં દર્શાવે છે!
કોઈ મૃત માતાને ધાવે છે! કોઈ ફંદ–છંદમાં ફાવે છે!
કોઇ સુક્કા દમ અજમાવે છે! કોઈ બુદ્ધિ બળ બતલાવે છે!
પણ આવે જ્યાં આંટી ઘુંટી, ત્યાં આડી વાટે ભાગે છે!–દુનિ૦

## અધિકારીનું પડઘમ.

કુંફાડે ફાડે મ્હાડોને, ધમકાવે થઇને અધિકારી!
ફરિયાદ ન સાંભળતા કાને, કરી ચાર દિવસની સરદારી!
બહુ ઉંચી બુદ્ધિના બુટ્ટામાં, મરતા કરી “મ્હારી–ત્હારી”
ચીઠ્ઠી જ્યાં આવે ચાકરને, ત્યાં તૂર્ત કરે છે તૈયારી!
કારી ચાલે નહિ કરમીની, હુંપદ–મમતાને ત્યાગે છે!–દુનિ૦

## પ્યારનું પડઘમ.

ગોઠવતા પ્યાર તણા પડદા! મેદાન પછી કરતા યારી!
ભરમાવે ભોળી ભામાને, કરી સાચી–ખોટી ફિશિયારી!

બહુ બાગબંગલા મ્હોબ્બતના,ચણતા શબ્દો રચીને ભારી !
પીડા ને ક્રીડા વ્હાલીની, પતવે બ્હાનાં દઈ પરભારી !
જ્યાં પડે કસોટીની સોટી, ત્યાં પ્યાર પથારી માગે છે !–દુનિ૦

### પ્રેમદાનું પડઘમ.

અબળા કહેવાતી પ્રબળા, ખર નરને નચવે નખરે નારી !
કોઈ નાચે–કૂદે ખેલે, થઇને મનહરનારી ગાનારી !
જાદૂ આંજીને આંખડીએ, આશકને ઘા કરતી કારી !
જ્યાં નાડી બંધ પડે પળમાં, ત્યાં સરખી સૌ માઠી–સારી !
બહુ કૌવત દીઠાં કુદરતનાં ! કંઈ કામ જામગિરી દાગે છે !–દુનિ૦

### કિસ્મતનું પડઘમ.

પળમાં ધનના ઢગલા ભારી, પળમાં ધૂળને ઢગલે નારા !
ભિખારી કરતા સરદારી, કંઈ રાજા બનતા ભિખારી !
તાગડધિન્નાને તાલ–ટપ્પામાં, ચાલી રહી 'મ્હારી–ત્હારી'!
તૂટે કિસ્મતની યારી, ત્યાં લાલાજી કરતા લાચારી !
અહિં રંક અને મહારાજાને, કુદરત સરખી અનુરાગે છે !–દુનિ૦

### અજબરંગી પડઘમ.

કોઈ જ્ઞાની ગાંજા ફૂંકે છે, કોઈ મોહ–મમત પર થુંકે છે !
કોઈ શાન્ત સમાધિ ચુકે છે, કોઈ માયા–છાયા મૂકે છે !
કોઈ ભજન ભાવમાં ઝૂકે છે ! કોઈ ભાંડ ભવાઈઓ ભૂંકે છે !
કોઈ નાટક–ચેટક–ખેલ–તમાસા, કરતા તડકે સૂકે છે !
કોઈ નાચે છે ! કોઈ નચવે છે ! કોઈ માગે છે ! કોઈ ત્યાગે છે !–દુનિ૦
ગાતા ગીતો સુર સાંધીને, ઉંચા આલાપો લલકારી !

કોઇ ગાલ બજાવી-નાચીને-વેશો બહુ ભજવે છે ભારી!
કોઈ ઇશ્વરથી કરતા યારી, માયા-મદ-મોહ-મમત મારી!
સત્યાચારી! મિથ્યાચારી! કોઇ પુષ્પે! કોઇ પરાગે છે!-દુનિ૦

## દુનિયાનું ઉંધું પડઘમ.

બહુ ઉંધાં ચશ્મા ભેરવતા! ધન-માલ-થાપણો ઓળવતા!
પાપી પગલે જગમાં ફરતા, નીતિ-નિયમોને પરહરતા!
કરતાં તુલસીમાલા ધરતા! નિજ ધર્મ-કર્મને વિસરતા!
ખોટાં-સાચાં કરીને જગમાં, સાચાને ખોટા ઠેરવતા!
વિણુ મોતે મરતા-સરી જાતા, રડતા-રડવડતા ભાગે છે!-દુનિ૦

## વ્હાણિયાનું પડઘમ.

કોઈ વ્હાણ ચલાવી દરિયામાં, લાખોના ડોળ કરે ભારી!
કોઇ ઝાઝ ડુબાવી પોતાનાં, તળીએ ઉતરે સ્વેચ્છાચારી!
*કરવટ બદલે કાંટા અડતાં! પડતા આખડતા ભયધારી!
પગવચ્ચે પૂંછડી ભેરવતાં, ભસતાં બહુ શ્વાન દુરાચારી!
બોજા અણુઘટતા ઉપાડી, કોઈ ઉંડા પાણી તાગે છે!-દુનિ૦

## કવિનું પડઘમ.

કવિતાની જોડીને કડીયો, કોઇ ચોરી ચીરી ચાંપે છે!
કોઈ લેખ લખીને આપે છે! કોઇ છાપે છે! કોઈ કાપે છે!
કોઈ સાચા-સીધા-વીરનરને, જરને જશ દુનિયા આપે છે!
કોઈ દોરો લોટો સાથે લઇને, રાત્રે વંજા માપે છે!
કોઈ કાગળ કરતા કાળા, કૂડા ભીખ આખરે માગે છે!-દુનિ૦

---

* પડખ-પાસાં.

## કુદરતનું પડઘમ.

બહુ સુખીઆને બહુ દુખિયાછે! કોઇને જશ કોઇને જુતાંછે!
કોઈ ધનદાતા,કોઈ જગત્રાતા,કોઈ લોભી,કોઇધનધુતા છે!
કોઇ સૂકા–લૂખા–ભૂખ્યા છે! કોઈ લીલા ને રસવંત છે!
કોઈ અંતર પડદા બાંધીને, માયા–મમતામાં સૂતા છે!
કોઇ પડદા પ્રેમે ચીરીને, પ્રભુજ્યોતિ જોવા જાગે છે!

## વસંતનું પડઘમ.

બહુ ઠાઠ કર્યા! બહુ પાઠ ધર્યા! બહુ લીધાંને બહુ મેલ્યાં છે!
ચોપાટ ગોઠવી દુનિયાની; સંબંધસોગઠાં ખેલ્યાં છે!
બહુ રાગ રંગના રથડામાં, મનતરંગ–શ્રીફળ પીલ્યાં છે!
ખુલ્લી આંખોને મીંચીને, બહુ ઘાવ જીગરમાં ઝીલ્યા છે!
ઉનાળો આવે ધસમસતો, ત્યાં વસંત જગ પરિત્યાગે છે!
નાટકતખ્તો આ જગનો જોતો, ઉંઘે છે કે જાગે છે!–દુનિ૦

# કુંદન અને કુસુમ.

કથાઓ કૈં હશે વાંચી નવિન નાટક નિહાળ્યાં કૈં;
તથાપી તત્વ એ સૌનું અહા! કુંદન કુસુમે છે!
સુતાનું દ્રવ્ય લેનારા કસાઈનું કામ કરનારા;
બની બાપા રગડનારા અહા! કુંદન કુસુમે છે!
સુતાને સ્નેહથી પાળે પછી ભવ તેહનો ગાળે;
હરામી દ્રવ્ય હરનારા અહા! કુંદન કુસુમે છે!
સુધારા ઘર વિષે ઘાલે કુધારે આંધળાં ચાલે;
બની ફટકેલ ફરનારા અહા! કુંદન કુસુમે છે!
ચિરૂટ સ્હા બ્રાન્ડિ ને બીડી ગણે છે સ્વર્ગની સીડી;
અભક્ષ્ય ભક્ષ કરનારા અહા! કુંદન કુસુમે છે!
પ્રસાદો રાય થઈ ભેળા કરે બબ્બા તણા મેળા;
વળે શું દેશની વેળા અહા! કુંદન કુસુમે છે!
પિતા માતા ગણે ચેલાં ચતુરાના બને ચેલા;
પુરાણો પંથ તજનારા અહા! કુંદન કુસુમે છે!
બનાવે બૈરીને લેડી જણાયે ઝાંખતાં દેડી;
જીવનમાં ઝેર દે રેડી અહા! કુંદન કુસુમે છે!
ગમન ગુણિકા ગૃહે કરતા ધુમાડો દ્રવ્યનો કરતા;
મદીરાથી ઉદર ભરતા અહા! કુંદન કુસુમે છે!
રહે આખિર નિજ હારા ગરાવે મેસની પાસ;

તથાપિ તુર્ત તજનારા અહા ! કુંદન કુસુમે છે !
ધરે પોશાક પરદેશી બને છે જાંગલા વેષી;
ફરે સાઈકલ પરે બેસી અહા ! કુંદન કુસુમે છે !
ભણેલી આર્યની બાળા કરે ચસકેલ સમ ચાળા;
ગણે ના પુર્વના ધારા અહા ! કુંદન કુસુમે છે !
તજે શુણિયલ પતિ પળમાં પડે વ્યભિચારના છળમાં;
કુધારો ઘાલતી ઘરમાં અહા ! કુંદન કુસુમે છે !
ફસે ફૅસન તણા ફંદે ન્હડે છટકેલ ના છંદે;
પુરાણી રીતને નિંદે અહા ! કુંદન કુસુમે છે !
પુનર્લગ્નો કરે કોડે બીજો મૂકી ત્રીજો જોડે;
પતિવૃત ધર્મને તોડે અહા ! કુંદન કુસુમે છે !
મળી જ્યાં ડીગરી બી. એ. પતિથી લેશ ના બ્હીએ;
મદીરા પ્રેમથી પીએ અહા ! કુંદન કુસુમે છે !
અવર નરને અવર નારી પરસ્પર આપતાં તાળી;
ઘુંઘટને લાજ સૌ ટાળી અહા ! કુંદન કુસુમે છે !
નહિ ઘરકામ કરનારી નણંદ સાસુથી લ્હડનારી;
મિટીંગોમાં રખડનારી અહા ! કુંદન કુસુમે છે ।

*　　*　　*　　*

અહા ! કુંદન કુસુમે તો નીતિનાં પાત્ર પણ ન્યાળ્યાં;
સુવિદ્યાનેજ શોભાવી કુધારો કાપતાં ભાળ્યાં.
પતિવૃત ધર્મ ધરનારી પતિને દેવ ગણનારી,
અહા ! કુંદન કુસુમ નારી, શિખામણ આપતી સારી;
અરે ઓ જગતના લોકો ? તમે કુંદન કુસુમ વાંચો;
કથા અદ્‌ભુત અવલોકો સમય કે ઓ લિપે રોકો !

# કુસુમ કુમારીમાં શું છે.

શું કહુ કથની મારી રાજ, શું કહું કથની મારી;
કર્મયોગે પામી દુઃખ ભારી રાજ શું કહું કથની મારી.
બિહારપ્રાંતના રાયની રાણી ચંદ્રપ્રભાની હું પુત્રી,
પહેલા ખોળાની માનતા માટે જગન્નાથને અરપી:-રાજ.
પૂજારીએ મુજને ઉછેરી અણુસમજુ અજ્ઞાની,
બાર વરસની થાતાં આપી ગુણિકા ઘર હીણભાગી:-રાજ.
એક દિને ગુણિકા ત્યાં આવી યાત્રા કરવા નામે,
રૂપ રંગ સહુ જોઈને મારૂ લઇ ગઈ નિજ ધામે:-રાજ.
ધનના લોભીએ અંધ બનીને ગુણિકાને ઘર કાઢી,
નીચવૃત્તિની નીચ ગુણિકાએ, લાડ લડાવ્યાં ભારી:-રાજ.
પૂજારીએ મુજને કીધેલું બાંધ આ તાવીજ તારૂં,
પુખ્ત ઉમરની થાતાં જોજે કહ્યું માનજે મારૂં:-રાજ.
અણુસમજુ હું તેથી તેને પિતા માહ્યરો માન્યો,
કોણુની પુત્રી કોણુ હું છું તે વિચાર સ્વપ્ને ન આણ્યો:-રાજ.
ગુણિકાએ શિક્ષણુ આપી સઘળું દ્રવ્ય લુંટવા ધાર્યું,
સરદાર રાજા સર્વ તણું મેં નાચ થકી મન વાર્યું:-રાજ.
મોટા મોટા અમીર ઉમરાવે નાચ માટે તેડાવી,
મુજ કળાથી ખુશ કરીને પૈસા મેં લીધાં પડાવી:-રાજ.

એવી રીતે ગુણિકાને મેં દ્રવ્ય રળાવ્યું ભારી,
લોભનો થોભ નહિ તે રીતે તે ગુણિકા નીચ નારીઃ—રાજ.
જ્યાં ત્યાં ખ્યાતિ પ્રસરી મ્હારી રૂપતણી બલિહારી,
સર્વને ત્યાંથી પૈસા પડાવ્યા કરીને પગ પેસારીઃ—રાજ.
એક દિવસ મેં મન થકી એ તાવીજ જોવા ધાર્યું,
એકાંત વખતે છોડી તેને ધારી ધારી નિહાળ્યુંઃ—રાજ.
વાંચીને સહુ હકીકત મારી મન થઇ દુઃખિયારી,
અહા! નસીબ હું જોઉં છું ત્હારી જયાંને ત્યાં બલિહારીઃ—રાજ.
મુજ બંધુ નામે અનુપ કેરૂં લગ્ન હતું તે વારે,
નાચ માટે મુજને તેડાવી કરવો ઉપાય શો મારેઃ—રાજ.
પિતા માતા સર્વ નિહાળી બહેર મારી ગઈ બુદ્ધિ,
મૂર્છા આવી તેથી ઉપાડી આણ્યાને મુજ શુદ્ધિઃ—રાજ.
રાજ મહાલયમાં લેઇ ગયા ને ઉપાય કીધા ભારી,
કૃત્રિમ રોગી હું પડી રહેલી નિહાળી ભાભી મારીઃ—રાજ.
નામ દીધું હોત જો તે દિને બાજી પલટાતે સારી,
રંગ રાગ સહુ બંધ પડત ને હાંકત ગુણિકા નારીઃ—રાજ.
ગુણિકા તણા ઘર માંહી રહી હું મન વિચારી કાંઈ,
પણ તે પાપિણીની ઈચ્છા જગન્નાથ જવા થઇ—રાજ.
રસ્તામાં તોફાનથી હોડી અથડાઇ બીજી સાથે,
ઉંધી વળી ગઇ તેથી મેં ધાર્યું બચવું વિધિના હાથેઃ—રાજ.
પાપ સંજોગો આવી મળેથી પાપિણી પામી મર્ણ,
પ્રયત્નથી તમે મને ઉગારી આવી છું આપને શર્ણઃ—રાજ.

વૈભવ જોતા તમે અતિશે છતાં હું દુઃખિયારી,
માતપિતાની તજાયેલી કમનસીબ કુમારીઃ—રાજ.
શ્રીમંતને ઘેર જન્મ પામે પણ દુઃખ નસીબે લખાયું,
કોટી ઉપાયે તે નહિ ટળશે ધાર્યું વિધિનું થવાનું:—રાજ.
કર્મ સંજોગો આવી મળતાં વાદળ દુઃખનું છવાયે,
માણુસ મિથ્યા યત્ન કરે પણ થવાનું હોય તે થાયે:—રાજ.
કર્ણસિંહ મુજ નામ પિતાનું પ્રાસાદની હું વાસી,
પણ નસીબે ગુણિકાને ત્યાં થઈ હું નાસીપાસી:—રાજ.
તે ગુણિકાનું નામ ચંદન ને મારૂં "કુસુમકુમારી"
આવી રીતેની સર્વ હકીકત તમ આગળ વિસ્તારી:—રાજ.

ગુર્જરી

# " મુંબાઇની શેઠાણી. "



—ગઝલ—

વિવેકી વાંચકો વ્હાલા ! સુણો સાહિત્યના લાલા;
શિખામણુની ગણી શાળા, ગુણીજન " ગુર્જરી " વાંચો !
અહા ! મુંબાઇની શેઠાણી, ગણાઈ " ગુર્જરી " શાણી;
બની ગૃહરાજ્યની રાણી, ગુણીજન " ગુર્જરી " વાંચો !

*　*　*　*　*

ઘણી મુંબાઈ તણી નારી, બતાવે ઠાઠ બસ ભારી;
ભલે વર થાય ભીખારી, ગુણીજન " ગુર્જરી " વાંચો !
બને મુંબાઇની શેઠાણી, કરે પૈસા તણું પાણી;
રળે વર ટાંટીઆ તાણી, ગુણીજન " ગુર્જરી " વાંચો !
પતિ સીત્તેર લાવે છે, સકળ પત્નિ ઉડાવે છે;
છતાં દેવું કરાવે છે, ગુણીજન " ગુર્જરી " વાંચો !
વસાવે નવનવી સાડી, ફુલેલી ફેંનસી ચોળી;

ખરીદે બૂટની જોડી, ગુણીજન "ગુર્જરી" વાંચો !
સુવાસિક તેલને અત્તર, રૂમાલો રાખતી સત્તર;
ગણે છે કોણ ત્યાં ગણતર ! ગુણીજન "ગુર્જરી" વાંચો !
કરે ઘર કામ સૌ ઘાટી, પદમણી "પાલવે" જાતી;
અહા ! હોંશે હવા ખાતી, ગુણીજન "ગુર્જરી" વાંચો !

* * * *

"જનાના" ના ભવાડાનું, ખરે ! ખાના ખરાબીનું;
સમજજો શાસ્ત્ર છે છાનું, ગુણીજન "ગુર્જરી" વાંચો !
મ્હુલાજો રાખવાવાળાં, મહા કુળવાન ઠકરાળાં;
કરે છે કર્મ કૈં કાળાં, ગુણીજન "ગુર્જરી" વાંચો !

* * * *

નવા જુના રિવાજોનું સુધારા ને કુધારાનું;
વિવેચન છેજ મન માન્યું, ગુણીજન "ગુર્જરી" વાંચો !
પુરાણા કૈંક જે ધીરા, હવે ના ચાલવાવાળા;
છતાં કૈં કૈં ઘણા સારા, ગુણીજન "ગુર્જરી" વાંચો !

* * * *

કથા આનંદ દેનારી, પુરૂષ યા વાંચશે નારી;
શિખામણ મેળવે સારી, ગુણીજન "ગુર્જરી" વાંચો !






"ઓ ભાઈ મરવા દો મ્હને આ છે નકામી જીંદગી,
" મ્હારા સમી દુર્ભાગિણીને સાર જીવ્યામાં નથી.

વધુ માટે—આધુનિક અંધશ્રદ્ધા વાંચો.